# જીવનપ્રબોધ

એટલે

## આંતરજીવનવિષયક નવીન પ્રકાશ.

લેખક-પ્રકાશક,

શિવાભાઈ જેઠાભાઈ.

ધર્મજ તા. પેટલાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

મૂલ્ય રૂ. ૦-૪-૦.

# तारक स्तोत्र.

( અંગ્રેજી પરથી )

પ્રભુ તારકની સૌ કીર્તિ કરો,
અવનીતલ અને સ્વર્ગ મહીં;
તેનું શાસન વિસ્તરો સર્વ જગે,
તેના રાજ્યનો અંત જ આવો નહીં.

જે છે સારું અને સાચું તે સૌનો,
એ છે આલ્ફા અને એ છે ઓમેગાએ;
ઝરો ઝિંદગીનો સવિતા દ્યુતિનો,
બધા હર્ષ ખરા રહ્યા તે ભેગા છે.

આદિ અંત તે ઇશ્વર–માણુસ છે,
તેનું આંતર સત ન કો જાણી શકે;
પણ માનવદૈવી રૂપ મહીં,
તેના આદિ–ને અંત પ્રમાણી શકે.

જે છે જે હતો અને જે આવનારો છે,
સનાતન અનંત અહંબ્રહ્માસ્મિ;
પ્રભુ સૌ શક્તિમાન સર્વોપરિ ઈશ્વર,
દ્યાવાપૃથિવ્યૌ બોલો તથાસ્તુ.

कान्त.

( ૧ )

# મનુષ્યત્વ.

જેમ હરેક વસ્તુ સંબંધી જૂદી જૂદી દષ્ટિથી જૂદી જૂદી રીતે વિચાર થઇ શકે છે તેમ "મનુષ્યત્વ" વિષે પણ જૂદી જૂદી રીતે વિચાર થઈ શકે છે. શરીરશાસ્ત્ર મનુષ્યના શરીરને લગતા જ વિચાર કરે છે. માનસશાસ્ત્ર મનુષ્યના મન અને વૃત્તિઓ સંબંધી વિચાર કરે છે. ઇતિહાસ મનુષ્યસમાજની ઉન્નતિના વિચાર કરે છે. પણ અહીં આપણે સર્વ શાસ્ત્રોના જ્ઞાન ઉપરથી મનુષ્ય સંબંધી શું કહી શકાય તેમ છે તે વિચારવાનું છે.

મનુષ્ય સંબંધી લોકોની કલ્પના ભિન્ન ભિન્ન છે. કેટલાએક એમ માનતા જોવામાં આવે છે કે મનુષ્યનું શરીર એ જ તેનું સર્વ છે. અર્થાત્ મનુષ્યમાં જે હાલવા-ચાલવાની અને વિચારવાની શક્તિ જેવું દેખાય છે, તે તેના શરીરને લીધે જ છે. બીજા કેટલાક શરીરથી ભિન્ન આત્માનું અસ્તિત્વ માને છે. તેઓ કહે છે કે આત્મામાં જ સઘળું જીવન છે, અને શરીર તો આત્માનાં કાર્યો પ્રકટ કર-વાનું એક સાધન માત્ર છે. સહજ વિચાર કરતાં જણાશે કે મનુષ્ય જે કંઈ ક્રિયા કરે છે, તે પ્રથમ તેના આન્તર રૂપમાં એટલે કે તેના આત્મામાં વિચાર કે ઇચ્છારૂપે હોઈ

પછી શરીર દ્વારા પ્રદર્શિત થાય છે. અર્થાત્ એવી કોઇ-પણ ક્રિયા નથી કે જેનું મૂળ મનુષ્યના આત્માની અંદર તે ક્રિયા થયા અગાઉ વર્તમાન ન હોય. આ ઉપરથી ફલિત થાય છે કે મનુષ્યના જીવનનું મૂળ તેના આત્મામાં રહેલું છે; અને શરીર માત્ર તેના સાધનરૂપે કામ કરે છે. આ હકીકત બરાબર સમજી રાખવાની જરૂર છે. આ કુદરતી દુનીઆમાં સાધનરૂપ શરીરનો પણ પુષ્કળ ઉપયોગ હોવા છતાં સઘળે પ્રસંગે આત્માને જ મુખ્ય માનવામાં આવે છે તેમાં કશું ખોટું નથી. જેમ શરીરના સંબંધમાં બે સમાન મનુષ્યો મળી આવતાં નથી, તેમ આત્મા પરત્વે પણ જેને કેવળ સમાન કહી શકાય તેવાં બે મનુષ્યો મળી આવતાં નથી. આમ હોવાનું કારણ એ જ છે કે દરેક મનુષ્ય ઇતર હરકોઈ મનુષ્ય કરતાં ભિન્ન છે. મનુષ્યોની આ ભિન્નતા જેમ જેમ તેની આત્મિક બાબતો વધારે વધારે તપાસવામાં આવે, તેમ તેમ વધારે સ્પષ્ટપણે દેખી શકાય છે. તેટલા માટે અમુક મનુષ્યોને ઓળખવાના સંબંધમાં આપણે તેના શરીર અને બાહ્યોપાધિને લગતી જ બાબતો નહીં પણ તેના આન્તર ગુણોને લગતી બાબતોનો પણ વિચાર કરવો જોઇએ. રૂપ, રંગ, વય, પોશાક, વતન, માતપિતા, કુળ, જ્ઞાતિ, પદવી અને આર્થિક સ્થિતિ વગેરેથી આપણે મનુષ્યનું બાહ્ય ઓળખાણ કરી શકીએ છીએ; પરંન્તુ બાહ્ય ઓળખાણ એ ખરું ઓળખાણ નથી. અમુક

મનુષ્યના ગુણુ અને સ્વભાવનું ઓળખાણુ એ જ તેનું ખરે-
ખરું ઓળખાણુ છે. એવું અન્દરનું ઓળખાણુ કરવાનું
કામ કેટલું બધું કઠિન છે, તે એટલા જ પરથી સમજાય
છે, કે મનુષ્ય પોતે જ પોતાને ઘણે વરસે અને ઘણે અનુ-
ભવે ઓળખી શકે છે. પોતાને બરાબર ઓળખવાનું કામ
જ્યારે આટલું બધું કઠિન છે, ત્યારે પરને ઓળખવાનું
કામ તો ઘણું મુશ્કેલ હોય એમાં સંદેહ નથી. તેટલા માટે
મનુષ્યનું મનુષ્યપણું શેમાં રહેલું છે તે ખાસ કરીને સમજી
રાખવાની જરૂર છે. એક સમર્થ દ્રષ્ટા કહે છે, કે "મનુષ્ય
એટલા માટે મનુષ્ય છે કે તે વિચારી શકે છે, અને
ઇચ્છી શકે છે; અને તેથી પોતામાં રહેલાં જ્ઞાન અને સ્નેહને
લીધે અર્થાત્ વિચારી શકવા અને ચાહી શકવાના ગુણને
લીધે મનુષ્ય છે." જર્મન કવિ ગીટી એક પરમ બુદ્ધિ-
શાળી મનુષ્ય પાસે બોલાવે છે, કે "મને જ્યારે કોઇ
બુદ્ધિશાળી માણસની પિછાન થાય છે, ત્યારે પ્રથમ
હું તપાસ કરૂં છું, કે તે કયા વિષયમાં અને કેવી
રીતે અને કેટલા આગ્રહથી પોતાનો વખત વાપરે
છે? એ પ્રશ્નનો જે જવાબ મળે તે પરથી જીવિતપર્યંત
એ માણુસ સાથે કેવો સંબંધ રાખીશ તે નક્કી થાય છે."
આ ઉપરથી સિદ્ધ થાય છે કે મનુષ્યનું ખરું ઓળખાણુ
અન્દરના ગુણોવડે જ થઇ શકે છે, અને પ્રત્યેક મનુષ્યના
વિચાર અને ઇચ્છા ભિન્ન ભિન્ન હોય છે તેથી મનુષ્યની

આન્તર વિશેષતાનો અનુભવ કરવો તેનું નામ જ તે મનુષ્યનું ખરું ઓળખાણ છે, એમ કહી શકાય. આ પ્રમાણે કશા પણ ખરા ઓળખાણ સિવાય આપણે માણસોને ઓળખતા હોવાનો ભૂલભરેલો દાવો કરીએ છીએ. ઓળખાણ કરવાના સંબંધમાં બીજી મુશ્કેલી એ છે, કે મનુષ્યો પોતાના આન્તર ગુણો બીજાની આગળ બરાબર પ્રકટ કરી શકતાં નથી અથવા કરતાં નથી. તોપણ અમુક મનુષ્યની ખરા મનુષ્ય તરીકે કેટલી કીંમત છે તે નક્કી કરવામાં યોગ્ય ધીરજ રાખીને આન્તર ગુણો તપાસવામાં આવે, તો ઘણી ભૂલો થતી અટકવાનો સંભવ છે. ખરું મનુષ્યત્વ શેમાં રહેલું છે તેના જ્ઞાનની ખામીને લીધે આપણે પોતા વિષે અથવા બીજા માણસો વિષે ઘણા ભૂલ ભરેલા વિચાર બાંધી દઈએ છીએ. પોતે અથવા બીજા માણસો અમુક ઉચ્ચ ગણાતી જ્ઞાતિમાં જન્મ્યા હોય, વધારે આર્થિક સંપત્તિવાળા હોય અને એવી જ બીજી બાહ્યઉપાધિયુક્ત હોય તેથી તેઓ મનુષ્ય તરીકે ઉંચી પંક્તિના છે એમ માની લેવામાં આવે છે.

અમુક મનુષ્યનું સ્વરૂપ સમજવા માટે તેના મનનું અથવા આત્માનું સ્વરૂપ બરાબર સમજવું જોઈએ એ હકીકત સ્મરણમાં રાખીને અમુક મનુષ્યના ચારિત્ર્યમાં તેના મન સંબંધી ગુણો અને શક્તિઓ કરતાં નીતિ વિષયક ગુણો અને શક્તિઓ પર વિશેષ લક્ષ આપવામાં આવે છે,

કારણકે જેમ મન પરત્વે શરીર અને બાહ્ય સાધનો ગૌણ છે, તેમ આત્મા પરત્વે ઉપયોગ વગરના બુદ્ધિ વિષયક ગુણો અને વ્યાવહારિક ડહાપણ પણ તેટલાં જ ગૌણ છે. ડૉકટર આર્નોલ્ડે એક પ્રસંગે કહેલું, કે "મોટામાં મોટું અજ્ઞાન અને બુદ્ધિમાન્દ્ય પણ દુરાગ્રહી ઔદ્ધત્ય અને જાણી જોઇને તોફાન કરવાની ટેવ કરતાં ઘણું ઓછું દુઃખદાયક છે." અહીં પ્રશ્ન થાય છે કે મનુષ્ય પાસે જે બાહ્ય સાધનો હોય તેનો શું ચારિત્ર્ય સાથે સંબંધ નથી? શું એ સાધનો નકામાં છે? સાધન વગર એકલી શક્તિ શું કરી શકે? આ પ્રશ્નોના જવાબમાં કહી શકાય કે હરકોઇ વસ્તુની કીંમત તેના ઉપયોગના પ્રમાણમાં છે; અને શક્તિ કરતાં સાધનોનો ઉપયોગ ગૌણપણે થતો હોવાથી સાધનના અસ્તિત્વ માત્રથી તેનું મહત્ત્વ માનવું ન જોઇએ, પરન્તુ તે સાધનોનો કેવો ઉપયોગ થાય છે, તે પરથી જ તેના અસ્તિત્વની સફલતા કેટલી છે તે નક્કી કરવું જોઇએ. વળી સાધનોનો ઉપયોગ પણ માણુસ પોતાની આન્તર શકિતના પ્રમાણમાં જ કરી શકે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સાધનો નકામાં નથી, પરંતુ જો તેનો ઉપયોગ કરવામાં ન આવે તો જ તે નકામાં છે. સાધન અને શક્તિના આ પ્રકારના સંબંધની આ હકીકત, માણસને ખરું સુખ શામાંથી મળે છે અને મનુષ્ય તરીકે તેનું ખરું માપ શું છે, તે નક્કી કરવામાં ખાસ ઉપયોગની છે. માણસો ગવૈયા પાસે ગાન

સાંભળીને તે વડે ગાયનનું સુખ મેળવવા યત્ન કરે છે, તેના કરતાં જેઓ પોતે જ ગાઈ જાણે છે તેઓ જ ગાયનનું ખરું સુખ ભોગવી શકે છે; વળી ગાયન સાંભળનાર પણ પોતાની શક્તિ પ્રમાણે તે સંબંધી સુખ મેળવે છે. કાર્યસિદ્ધિ દ્વારા મળતાં તમામ સુખોનો આધાર બાહ્ય સાધનો કરતાં આંતર શકિત પર વધારે છે, અને તેથી બાહ્ય સાધનોની પ્રાપ્તિવાળા માણસો કરતાં આંતર સ્થિતિની ઉત્કૃષ્ટતાવાળા મનુષ્યો આત્મોન્નતિ કરવાને વધારે શકિતમાન છે—વસ્તુતઃ ઉત્કૃષ્ટ સ્થિતિમાં જ છે.

અમુક મનુષ્યની આંતર સ્થિતિ કેટલે દરજ્જે ઉત્કૃષ્ટ થયેલી છે તે નક્કી કરવામાં તે મનુષ્ય દ્વારા થતાં કામો તરફ લક્ષ રાખવું પડે છે. જે માણસો ઉચ્ચ વિચારનાં અને ઉચ્ચ ઇચ્છાવાળાં હોય તેમના દ્વારા તેવાં કર્મો થયા વગર રહેતાં નથી. જ્યારથી માણસ સમજીને કામ કરવાનું શરુ કરે છે, ત્યારથી તે પોતાનાં કર્મોને લીધે પોતાનું આંતર રૂપ ઘડવા માંડે છે. આ પ્રમાણે મનુષ્યનું પૂર્વનું દરેક કર્મ ઉત્તરના દરેક કર્મનું કારણ બને છે. પાછળ કહેવામાં આવ્યું, તેમ મનુષ્ય એ કાંઈ શરીરથી બનેલો સંચો નથી, પણ તેની અંદર પરમાત્મામાંથી વહેલું આત્મિકબળ ગ્રહવાની શક્તિ રહેલી છે. ઉપરાન્ત અંતઃકરણ દ્વારા મનુષ્યો કયું કામ સારું અને કયું કામ ખોટું તે સમજી શકે તેમ છે; મનુષ્યને અંતઃકરણ છે કે નહિ, તેના નિર્ણય માટે દરેક મનુષ્યને

તેનો અનુભવજ પ્રમાણરૂપ હોવાથી એ સંબંધે વિવાદમાં ઉતરવાની જરૂર નથી. પણ એટલું તો નક્કી છે કે પોતાના કરતાં કોઈ ઉંચી સૃષ્ટિ–પરમાત્મા–સાથે આધ્યાત્મિક યોગ હોયા સિવાય મનુષ્યો દ્વારા જે કાર્યો થાય છે, તેનાં કારણો વગેરેનો કશો સ્પષ્ટ ખુલાસો થઇ શકે તેમ નથી. એટલે કે આ જગતમાં જે સારું, સાચું, સુંદર અને ભલું જોવામાં આવે છે તેનું મૂળ આ જગત કરતાં વધારે ઉત્કૃષ્ટ સ્થિતિ-વાળી સૃષ્ટિમાં હોયા સિવાય–પરમાત્માનું ઐશ્વર્ય મનુષ્ય દ્વારા પ્રસર્યા સિવાય–આ કુદરતી જગતમાં કશું સૌંદર્ય અને કશું માહાત્મ્ય હોઈજ શકે નહીં. આ ઉપરથી મનુષ્યના જીવનનો આદર્શ કેવળ પરમાત્મા જ છે એમ સહજ સમજી શકાય છે.

તેટલા માટે મનુષ્યે પરમાત્મા પસંદ કરે તેવા ગુણો ધારણ કરવાની જરૂર છે. આ પ્રકારની સ્થિતિ થવા માટે મનુષ્ય ધીમે ધીમે સામાન્ય મનુષ્યની પંક્તિમાંથી દૂર જતો જાય અને તેનાં કામોમાં પ્રભુતાનો પ્રકાશ પડવાને લીધે તે પરમાત્માની પ્રતિકૃતિ બનતો જાય તેવું થવું જોઇયે. બેશક આવી સ્થિતિ થવી એ સહજ વાત નથી. પણ મનુષ્ય માત્રનું એટલું એ જ કર્તવ્ય હોવાથી અને એ કર્તવ્ય કરવામાં જ મનુષ્યને ખરું સુખ પ્રાપ્ત થતું હોવાથી પોતાના જીવનમાં ઈશ્વરી સ્નેહ ધારણ કરનાર મનુષ્ય જ ખરો મનુષ્ય થઈ શકે તેમ છે. એવા પુરુષોને એવાં કર્મો

કરવામાં ખાસ કરીને કશી મુશ્કેલી જણાતી નથી, પરંતુ પરમ સુખ જ લાગે છે. ગૌતમબુદ્ધને આપણે ઘણું માન આપીએ છીયે તે શું રાજ્યનો ત્યાગ કરવાથી દુઃખી થતા હતા ? નહિ જ.

પણ સઘળાં મનુષ્યોની સ્થિતિ એક સરખી હોતી નથી. કોઈને ઘણું દ્રવ્ય વારસામાં મળેલું હોય છે, ત્યારે કોઇને એ વિષયમાં સંકોચ હોય છે. કોઇને શરીરસંપત્તિ સારી હોય છે, ત્યારે કોઇને એ વિષયમાં ન્યૂનતા હોય છે. કોઇ જન્મથી આંધળા કે બહેરા હોય છે, કોઇ રાજાને ત્યાં જન્મે છે, અને કોઈ રંકને ત્યાં. જન્મદત્ત સ્થિતિમાં પણ પાછળથી ફેર પડી જાય છે. આમ છતાં સઘળાં મનુષ્યોને શિર સ્વસ્નેહ તજીને કર્મો કરવાની એક સરખી ફરજ રહેલી છે, તેનું શું કારણ હશે તે વિચારવા યોગ્ય છે. ઇશ્વરી નિર્માણ જ એવું છે કે દરેક મનુષ્યને કોઇને કોઈ પ્રકારની ખાસ બક્ષિસ મળેલી હોય છે જ. વળી દરેકને શિર જે તે બક્ષિસ પૂરતી જવાબદારી પણ હોય છે. જો સાધનો ન્યૂનાધિક પ્રમાણમાં હોય છે, તો પ્રમાણમાં જવાબદારી પણ ન્યૂનાધિક હોય છે. એ સાધનો ઉપયોગ કરવા માટે જ મળેલાં હોય છે, તેથી જેમને આંખ ન મળેલી હોય તેમને શિર આંખના ઉપયોગની જવાબદારી હોઈ શકતી નથી, પરંતુ જેમને આંખ મળેલી હોય તેમણે તેનો ઉપયોગ જેમને આંખ ન મળેલી હોય તેમને માટે

કરવાની જવાબદારી વિચારવી જોઇયે; અને અદા કરવી જોઇયે. એ જ પ્રમાણે ઇતર સાધનો અને આત્મિક સંપત્તિના સંબંધમાં પણ કહી શકાય. શરીરનો દરેક અવયવ જેમ પોતાના એકલા માટે ખાસ પ્રવૃત્તિ ન કરતાં સર્વને જ માટે કામ કરે છે, તેવી જ રીતે મનુષ્યે પણ પોતાનાં સાધનો અને શક્તિનો ઇતરના લાભ માટે જ ઉપયોગ કરવો ઘટે છે. એ રીતે વિચારતાં જવાબદારીનો સવાલ બહુ ગંભીર અસર કરે તેવો જણાશે. નીતિશાસ્ત્ર કે સામાજિક અને રાજકીય કાયદા જે પ્રકારની જવાબદારી મનુષ્યને શિર મૂકી શકે છે, તે કરતાં પણ વધારે ગંભીર પ્રકારની જવાબદારી આ રીતે વિચારતાં મનુષ્યને શિર રહેલી સમજાય છે. દિવસો પર દિવસો અને વર્ષો પછી વર્ષો કશી પણ શુભ પ્રવૃત્તિ કીધા સિવાય નકામાં કાઢતાં હોઇયે, દુકાળ, મરકી અને ઇતર આપત્તિમાં અન્યને ઉપકારી થવા શક્તિમાન છતાં તે અમૂલ્ય તક નકામી ગુમાવતાં હોઇયે, સુકૃત્યો કરવાની સૂચના એક કાને સાંભળી બીજે કાને કાઢી નાંખતાં હોઇયે, પદવી, પ્રતિષ્ઠા અને પરંપરાપ્રાપ્ત સાધનોનો દુરુપયોગ કરતા હોઇયે, તો બેશક આપણને કોઇ પણ સ્થળે ઉભાં રહેવાને સ્થાન મળવું ન જોઇયે, કેમકે તેથી પ્રભુની કસોટીમાં તેના તરફથી મળેલા અમૂલ્ય સુવર્ણને ભૂમિમાં દાટી મૂકનાર અને નિષ્ફળ કરનાર નીવડીયે છીયે.

તેટલા માટે થોડાં કામ સારી રીતે કરનાર, અથવા થોડા કાળનું જીવન સારી રીતે જીવનાર માણુસ ગમે તેવાં પણુ સંખ્યામાં વધારે કામો કરનાર, અથવા વધારે કાળનું જીવન અયોગ્ય રીતે ગુજારનાર માણુસ કરતાં વધારે ઉચ્ચ માનવામાં આવે છે. વળી કોઈ જીવનમાં થોડા દોષો હોય તેટલા જ પરથી તેની કીંમત ઘટતી નથી કેવળ નિ-ર્દોષ તો માત્ર ઈશ્વર જ છે. વળી આ દુનિયાની અનેક લાલચોમાંથી પસાર થતાં મનુષ્યસ્વભાવની સ્વાભાવિક નિર્બળતાને લીધે જીવનમાં દોષો આવી જવાનો સંભવ છે જ. પણુ જેમ લઢાઈમાં ઘા ખમીને, પણુ છેવટે વિજય પામેલા અથવા ઘા ખમતાં ખમતાં સામે મોંએ મરણુ પા-મેલા યોદ્ધાનાં વખાણુ કરીયે છીયે, તે પ્રમાણે મનુષ્યનાં દૂષણોને પણુ એ જ દૃષ્ટિથી જોવાં ઘટે છે.×

૪૦ સ૦ ૧૯૧૦.



× આ લેખ સાહિત્ય, પુ. ૨ અંક ૬ માં પ્રસિદ્ધ થયો છે.
શિ. જે.

( ૨ )

# જીવનવિગ્રહ.

જીવનને માટે જે વિગ્રહ કરવો ઇષ્ટ છે તેને જીવન-વિગ્રહ કહી શકાય. જીવનવિગ્રહની આ વ્યાખ્યા સાચી હોય તો એ સંબંધી નીચેના પ્રશ્નો ઉત્પન્ન થાય છે. જીવન એટલે શું ? જીવનને માટે વિગ્રહ કરવો એટલે શું ? જીવનને માટે કેવી રીતે વિગ્રહ કરવો ઇષ્ટ છે ? વિગ્રહ વગરનું જીવન કેવું હોઈ શકે ? વગેરે.

પ્રથમ આપણે જીવન સંબંધી વિચાર કરીએ. ઉદ્-ભિજ્જને પણ અમુક પ્રકારનું જીવન હોય છે, પણ આપણે પ્રાણીથી જ શરૂઆત કરીએ. મનુષ્યેતર પ્રાણીઓના જીવન સંબંધી વિચારતાં આપણને તેમના કુદરતી અથવા બાહ્ય જીવનની કલ્પના પ્રથમ આવે છે. પણ મનુષ્યના જીવન સંબંધી બોલતાં આપણે તેના માનસિક અથવા આંતર જીવનની કલ્પના પ્રથમ કરવી જોઇએ. કેમકે આંતર જીવ-નની વિશેષતાને લીધે મનુષ્યને મનુષ્ય કહેવાય છે. આ ઉપરથી આપણે જોઈ શકયા કે જીવનમાં મુખ્ય બે અંશ છે. (૧) બાહ્ય અને (૨) આંતર. આ બંને જીવન પરસ્પર સંબદ્ધ છે; એટલે તેમની વચ્ચે પરિણામ અને કારણ જેવો સંબંધ છે. આંતરજીવન બાહ્યજીવનનું કારણ છે; અને

બાહ્યજીવન આંતરજીવનનું પરિણામ છે. આ પ્રકારનો ભેદ અને સંબંધ વિચારવો અને સ્મરણમાં આપવો એ ખાસ જરૂરનું છે કારણ કે જીવન એટલે શું તે સમજવામાં આ જ્ઞાન જરૂરનું છે. આપણે ઘણીવાર બાહ્યજીવનને જ સમગ્ર જીવનનું સ્થાન આપવાની ભૂલ કરીએ છીએ. જે પાર્થિવ અને સ્થૂલ વસ્તુઓથી મનુષ્યનું સ્થૂલ બંધાય છે તેને લીધે મનુષ્યનું સમગ્ર જીવન છે, એવું ઘણીવાર માની લેવામાં આવે છે. જ્યારે હકીકત એથી ઉલટી છે. સ્વીડનબર્ગ કહે છે, કે "મનુષ્ય એ વસ્તુઓને લીધે મનુષ્ય નથી, પણ એટલા માટે કે તે સત્યને સમજી શકે છે, અને હિતને ઇચ્છી શકે છે. કારણ કે આ જ્ઞાનની અને સ્નેહની વસ્તુઓને લીધે મનુષ્ય મનુષ્ય છે." (સ્વર્ગ અને નરક ક. ૫૧)

મનુષ્યનું આંતર જીવન પ્રભુવડે છે, એ સત્ય જગતમાં પ્રકાશમાં આવ્યા છતાં તેનો વારંવાર પ્રબોધ થવાની જરૂર છે. પ્રસ્તુત વિષયની બધી સ્પષ્ટતા "પ્રભુ પોતે જીવન છે," એ સત્ય સમજવાથી થઇ શકે તેમ છે. મનુષ્યમાં જે કાંઈ સાચું અને સારું છે, તે પ્રભુ, કે જે જીવનનું ઉત્પત્તિસ્થાન છે તેનું ઝરણુ છે. કવિ કાન્તે કહ્યું છે, કે—

"એક પિતા પરમેશ્વર જાણો આપણો,
નિકટ સગાંએ સમજો ભાઈ બ્હેન જો;

નીકે નાની મોટી જે જીવોતણી,
વહતું તેમાં એક અખંડિત વહેન જો—"

આ ઉપરથી જીવન એટલે શું તે આપણા લક્ષમાં આવવું જોઇએ. જીવન એટલે શું તે સમજવા માટે "પ્રભુ એટલે શું, પ્રભુમાંથી જીવન શી રીતે પ્રસરે છે, પ્રભુમાંથી પ્રસરતા જીવનનું સ્વરૂપ કેવું છે, મનુષ્યો એ જીવનને શી રીતે ગ્રહણ કરી શકે, એ વગેરે પ્રશ્નોના નિર્ણય માટે યત્ન થવાની જરૂર છે. હાલ તુર્ત એ પ્રશ્નોમાં ઉતરવું મુ-શ્કેલી ભરેલું જણાય છે. તેથી આપણે શરૂઆતમાં ઉપાડેલો બીજો પ્રશ્ન "જીવનને માટે વિગ્રહ કરવો એટલે શું" તે વિચારીએ.

ઉપર જીવન સંબંધી વિચાર કર્યો. તે ઉપરથી આ-પણા સમજવામાં આવવું જોઇએ કે જીવન એ કોઇ પ્રાપ્ત એટલે મળી ચૂકેલી વસ્તુ નથી, પણ પ્રાપ્ય એટલે મેળ-વવી જોઇએ એવી અથવા મેળવી શકાય એવી વસ્તુ છે. જો જીવન પ્રાપ્ત એટલે મળી ચૂકેલી વસ્તુ હોય તો તેને માટે કાંઇ પણ યત્નની જરૂર પડે નહીં. ઉદાહરણ તરીકે એમ કહી શકાય કે ખનિજ પદાર્થોને જે જીવન છે તે પ્રાપ્ત એટલે મળી ચૂકેલું છે, તેથી તેમને પોતાને જીવનનો કશો પ્રયત્ન કરવો પડતો ન હોય એમ આપણે જોઇ શકીએ છીએ. પણ પ્રાણીઓ અને ખાસ કરીને મનુષ્યોની સ્થિતિ તેવી નથી. મનુષ્યનું બાહ્ય જીવન કે જે તેના

શરીરનું જીવન કહી શકાય તે પણ પ્રાપ્ય એટલે યત્ન કરીને મેળવવા યોગ્ય સ્થિતિમાં છે; અને આંતર એટલે આત્મિક જીવનનું પણ તેમ જ છે. બંનેમાં સાધનો મળી ચૂકેલાં છે; પણ તેની પૂર્ણતાને માટે પ્રયત્નની આવશ્યક્તા રહે છે. અનુભવથી આપણે સમજીએ છીએ કે એ પ્રકારની સ્થિતિ હોવાના કારણે જ મનુષ્યમાં ખરું મનુષ્યત્વ આવી શકે છે. જો જીવન આપણુને શરૂઆતથી જ પ્રાપ્ત હોત તો આપણે મનુષ્યો મનુષ્યો રહેત નહીં, આપણા જીવનમાં કશું તત્ત્વ આવત નહીં, પૂતળાંની આલમની જો કોઈ કલ્પના કરી શકે તો તેના જેવી આ દુનિયા થાત—

પણ અહીં એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે જીવનને માટે જે પ્રયત્ન કરવો પડે છે, તેને "જીવનવિગ્રહ" એવું નામ શા માટે આપવામાં આવે છે? જીવન–યત્ન એવું નામ કેમ સફળ માની શકાતું નથી? આ પ્રશ્ન સ્વાભાવિક છે; અને તેનું યોગ્ય સમાધાન થવાની જરૂર છે. પ્રથમ આપણે બાહ્ય જીવનની વાત કરીએ. મનુષ્યને પોતાના ઉદરપોષણુને માટે યત્ન કરવો પડે છે. પંડિત ડાર્વિને આપણુને સમજાવ્યું છે, કે મનુષ્યો અને બીજાં પ્રાણીઓ સૌ પોતપોતાના કુદરતી એટલે બાહ્ય જીવનને માટે હમેશાં માંહેમાંહે વિગ્રહ કરે છે. જે શક્તિમાન છે તે જીવે છે, અને શક્તિ વગરનાં હોય છે તે નાશ પામે છે. આ ક્રમ સર્વદા અને સર્વત્ર જોવામાં આવે છે. હકીકત એટલી સ્પષ્ટ છે કે

તેને માટે ઉદાહરણો આપવાની જરૂર નથી. આમ હોવાથી જીવનનું સ્વરૂપ વિગ્રહયુક્ત અથવા વિગ્રહમય છે એ તરત સ્વીકારી શકાશે. અને આ કારણથી જ જીવનયત્ન એવું નામ આપવા કરતાં 'જીવનવિગ્રહ' એવું નામ આપવાની સાર્થકતા છે.

વિગ્રહ એટલે તકરાર, લડાઇ, ઝઘડો, અને તેના જેવા અર્થવાળાં નામોમાં જે દૂષણ છે તેનો બચાવ કરવાનો ઈરાદો નથી, આ દુનિયામાં દરેક બાબતમાં સાચું અને ખોટું બંને હોય છે. યત્ન પણ સારો અને ખોટો બંને હોય છે. સાચું શું છે અને ખોટું શું છે તેનો નિર્ણય જૂદી દૃષ્ટિથી કરવાનો છે. માટે વિગ્રહ શબ્દથી ભડકી જવાની જરૂર નથી કે તેથી ખોટા વિગ્રહોનું પણ સમર્થન થઈ જશે. મૂળે જીવન શબ્દ જ એવો છે કે તેમાં કશું ખોટું રહી શકે તેમ નથી. તો પછી જીવનવિગ્રહ શબ્દથી જે ગુણનું ગ્રહણ કરીશું, તેમાં કાંઇ અશ્રેયસ્કર વસ્તુ ભળી જવાનો સંભવ ક્યાંથી હોય? કહેવાની મતલબ એવી છે કે જે લોકો ખોટો જીવનયત્ન કરે છે તેમનો જ જીવનવિગ્રહ ખોટો છે; પણ સારાને માટે તેથી ઉલટી હકીકત છે. સારા થવા ઇચ્છનારાએ હમેશાં **જીવન** કે જે **પ્રભુ** પોતે છે, તેનો જ આશ્રય કરે છે. અને તેથી તે લોકોનો **જીવનયત્ન પ્રભુના** જીવનવિગ્રહને અનુસરતો જ હોય છે એ સમજવું મુશ્કેલ નથી.

પ્રભુ પરમ દયાળુ છે અને મનુષ્યોને પ્રસંગો આપીને તૈયાર કરે છે, એ હકીકત આપણે દેખીતી પ્રતિકૂળ સ્થિતિમાં મૂકાયા છીએ તેથી સ્પષ્ટ સમજાય છે. આપણા ઉદરપોષણને વાસ્તે અન્ન પકવવા સારૂ પ્રભુ વરસાદ મોકલે છે. અનાજમાં ઉગવાની અને વધવાની શકિત તેણે મૂકી છે. હવા અને પ્રકાશને માટે ચમત્કાર ભરેલી વ્યવસ્થાઓ કરેલી છે. છતાં ખેડુતોને અનાજ એકદમ તૈયાર મળી જતું નથી. કેટલીક વખત વરસાદ આવે તે લાભકારક હોય છે. અને કેટલીક વખતે ન આવે એ લાભકારક હોય છે. અતિવૃષ્ટિને લીધે પાકનો નાશ થાય છે. પ્રતિકૂળ પવનને લીધે છોડમાં રોગ થાય છે; અને તીડ વગેરે જંતુનો ઉપદ્રવ થાય છે. એ રીતે વિચારતાં ખેડુતને પોતાનું કામ પ્રતિકૂળતામાં જ કરવાનું હોય છે. એ પ્રતિકૂળતાને દૂર કરવાનો વિગ્રહરૂપ યત્ન તે જ કૃષિકળા. એ જ પ્રમાણે સઘળા ધંધામાં સમજવું. "માલા અને મુદ્રિકા" નામના પુસ્તકમાં એક સ્થળે પ્રસિદ્ધ થયું છે, કે "પ્રતિકૂળ શકિતઓ સામે ગડમથલ કરવાથીજ આપણે ખરું મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકીએ છીએ, અને બળ વાપરવાને પ્રતિકૂળ શકિતઓ ન હોય તો આપણે કદી મનુષ્ય બનત જ નહીં. પ્રતિકૂળતાથી જ મનુષ્યત્વ બંધાય છે." આ ઉપરથી આપણા સમજવામાં સહજ આવે છે કે વિગ્રહરૂપ યત્ન એ મનુષ્યને શિર પરમ સુંદર નિર્માણ છે.

કુદરતી અન્ન પેદા કરવા જતાં મનુષ્યને જેવી રીતે કુદરત સાથે વિગ્રહ કરવો પડે છે, તેવી રીતે આંતર જીવનના પોષણ માટે માનસિક ખોરાક મેળવવા માટે પણ માણસને તેવા જ માનસિક વિગ્રહમાં ઉતરવું પડે છે. કલાપીએ એક ભવ્ય ગઝલમાં આ વિગ્રહનું રૂપ વર્ણવવા માટે નીચેના શબ્દો વાપર્યા છે.

"છે દુશ્મનો લાખો ભૂલાવા રાહને,
દુશ્મન બનાવી યાર અંજાયો સનમ્ ।
ગફલત મહીં હું ઝાલિમો કાબિલ એ,
જૂદાઇ યારોની મઝા, એને સનમ્ !"

એ દુશ્મન તે શયતાન.

એજ શયતાનને રા. નરસિંહરાવ "દિવ્યધામપંથ જતાં આવતી વિષધરા" કહે છે.

આપણને બધાને એ શયતાનનો અનુભવ છે. આપણે ઘણી વખત તેની જાળમાં પડયા છીએ. અરે! અત્યારે પણ તે આપણને આખી દુનિયાનાં રાજ્યોની દોલત અર્પવાની લાલચ આપીને, આપણા પેદા કરનાર તરફ જતાં અટકાવે છે. આપણી પ્રાર્થનાઓમાં તે વચ્ચે પડે છે.

આપણને એમ લાગે છે, કે એવા શયતાનને પ્રભુએ ઉત્પન્નજ કેમ થવા દીધો ? હરકોઈ રીતે વિચારતાં આ પ્રશ્ન નિરર્થક છે. કોઇપણ શ્રદ્ધાળુ એવા પ્રશ્નને સ્થાન આપે નહીં. કેમકે પાછળ કહેવામાં આવ્યું, તે પ્રમાણે એક સો

વિષમ સ્થિતિમાં પડવાના પરિણામે મનુષ્યમાં ખરું મનુષ્યત્વ આવી શકે છે; અને બીજું જેમની ઈચ્છા તેનાથી બચવાની હોય છે, તેને દયાળુ પ્રભુ હમેશાં બચાવે છે જ. મનુષ્યનું કુદરતી વલણ એવું છે, કે તે માત્ર પોતાને જ ચાહે; અને પોતા સિવાય બીજાને ચાહવું પડે ત્યારે પણ મુખ્ય લક્ષ્ય તો પોતા તરફ જ રાખે. આ કુદરતી પોતાસ્નેહના વલણનો વિસ્તાર થતાં, તેમાંથી દુનિયા પરનો સ્નેહ પ્રકટ થાય છે. એટલે જગતમાં આપણું સારું કહેવાય, આપણાં વખાણ થાય, આપણે મોટા કહેવાઈએ, આપણી સત્તામાં બીજા રહે તેમ થાય, એ વગેરેને માટે ઈચ્છા ઉત્પન્ન થતાં તેવી સ્થિતિ થવાના પ્રયત્નો પણ થાય. આ બધા પ્રયત્નોમાં પણ અમુક પ્રકારના વિગ્રહમાં મનુષ્યને ઉતરવું પડે છે. કેમકે સત્તા મેળવવા માટે સામેના સત્તાધારીને દબાવવો પડે. આવી રીતે વિચારતાં આપણે જોઈએ છીએ કે શયતાનીયતવાળું અથવા નારકી જીવન જીવવાને માટે પણ વિગ્રહ કરવો પડે છે. આવા વિગ્રહોમાં પડવાથી મનુષ્યની જીવનશક્તિ વધે છે કે ક્ષય પામે છે એ આપણે પાછળથી વિચારીશું.

જો પ્રભુનું રક્ષણ ન હોય અને મનુષ્યો પોતાની જ સત્તાથી બાહ્ય કે આંતર જીવન જીવી શકતા હોય, તો ઉપર કહ્યું તેવું નારકી જીવન જીવવામાં જ મનુષ્ય શરૂઆતથી તે અનંતકાળ પર્યંત થત થાત. પણ વસ્તુસ્થિતિ

તેવી નથી. છેક બચપણથી તે મનુષ્ય પ્રભુને તદ્દન અવગણે અને શયતાનનું જ શરણુ ગ્રહણુ કરે ત્યાંસુધી પ્રભુ પોતાના સૈન્ય વડે પોતે મનુષ્યને શયતાનના હુમલાથી બચાવવાને જીવનવિગ્રહ ચલાવે છે; અને તે એવી ખુબીથી કે મનુષ્યને પરવશતાનો અનુભવ થાય નહી. કારણુ કે જો પ્રભુ મનુષ્યને તેની પોતાની ઇચ્છા વગર સારો બનાવી દે, તો મનુષ્ય ખરો મનુષ્ય બનવાને બદલે એક પૂતળા જેવો થઈ જાય.

મનુષ્યમાં એક તરફ જેમ સ્વસ્નેહ છે તેમ બીજી તરફ પ્રભુસ્નેહ છે; અને એક તરફ જેમ દુનિયા તરફનો સ્નેહ છે તેમ બીજી તરફ પડોશી તરફનો સ્નેહ છે.*

આ પ્રમાણે એક વ્યક્તિમાં બે પરસ્પર વિરુદ્ધ એવાં સ્નેહયુગ્મો રહેતાં હોવાથી જીવનવિગ્રહ પ્રભવે છે. જીવનવિગ્રહનું વાસ્તવિક સ્વરુપ આ પ્રમાણે છે. એ સ્વરુપ જ્યાં સુધી આપણને અનુભવગમ્ય થાય નહીં, ત્યાં સુધી આપણી જીવનપ્રવૃત્તિમાં આપણે કશો બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરી શકીએ નહીં એમ મને લાગે છે. તેટલા માટે બીજા સર્વ વિષય કરતાં આ વિષય પરમ મહત્ત્વનો છે. પાછળ શરૂઆતમાં

*પડોશી તરફનો સ્નેહ એટલે શું, તે આષાઢ સંવત ૧૯૬૯ના 'વસંત'માં "દયાનો સિદ્ધાન્ત" એ નામના લેખમાં સારી રીતે બતાવેલું છે.

કહ્યું તેમ પ્રભુ પોતેજ જીવન છે, તેટલા માટે જીવન સંબંધી સઘળું જ્ઞાન પ્રભુ સંબંધી જ્ઞાનમાંથી જ મળી શકશે. પણ આપણને આજકાલ વિજ્ઞાનના જમાનાએ એવાં પડળ ચઢાવ્યાં છે, કે આપણો પ્રભુ કોણ છે તે જાણવાની દરકાર કરતા નથી. સ્વીડનબૉર્ગે કહ્યું છે કે "જીસસ ક્રાઈસ્ટ સિવાય બીજો કોઇ આપણો પ્રભુ નથી. એ જ પ્રભુ પોતે સત્ય, જીવન, જીવનનો માર્ગ, અને જીવનનો પ્રકાશ છે. એ જ પ્રભુએ આપણને કુદરતી જીવનવિગ્રહમાં ઉતાર્યા છે; અને માનસિક વિગ્રહમાં પણ: છતાં જેઓ તેના પર વિશ્વાસ રાખે છે તેમને તે કશાની ખોટ પડવા દેતો નથી. મેત્થ્યુમાં લખ્યું છે, કે: "તમે પહેલાં પ્રભુનું રાજ્ય અને તેનું ન્યાયીપણું શોધો, અને એ બધાં વાનાં પણ તમને અપાશે."

મનુષ્યની રચના જ એવી છે કે તે જીવનવિગ્રહ કરતો કરતો છેવટે જીવન પામે. જેઓની એ વિગ્રહમાં છેવટની હાર થાય છે, તેઓનું અસ્તિત્વ મટી જતું નથી. તેમનું જીવનપાત્ર તો રહે છે જ; અને છતાં તેઓ આત્મા પરત્વે મૃત કહેવાય છે. એવાં મૃત પાત્રોનું નિવાસસ્થાન એક સાથે જ થાય એ સ્વાભાવિક છે; કેમકે જેમનામાં ખરું જીવન હોય તેમનો સહવાસ એમને રૂચે નહીં. આજકાલનાં મનુષ્યમાં જન્મથી નઠારા તરફ વળી જવાની પાત્રતા છે. તેથી પ્રભુએ એવી રચના કરી છે કે એક તરફથી સારા જીવો

તેને હિત તરફ આકર્ષે, અને નઠારા જીવો તેને સ્વાર્થ કે પાપ તરફ આકર્ષે. બંનેના સંબંધનાં સુખદુઃખનો અનુભવ થતાં મનુષ્યમાં દિવસે દિવસે અમુક વલણો દૃઢરૂપ પકડે છે. સાધુ પુરુષો સ્વાર્થને, અને સ્વાર્થ કે પાપની પ્રેરણાવાળા જીવનને હઠાવે છે, અને બને તેટલો વધારેમાં વધારે વખત સારા જીવોની પ્રેરણાને અનુસરે છે. એ સારા જીવો તેને ઇશ્વિરસ્નેહ કે પડોશીના સ્નેહમાં રાખીને તેની પાસે હિત અને સત્યનાં કામ કરાવે છે; અને તેનામાં ખરું જીવનબળ લાવી દિવસે દિવસે તેને વધારે ઉન્નત કરે છે. પણ જેઓ એવી સારી પ્રેરણાઓનો અનાદર કરે છે, તેઓ પાપી જીવોના ફાંદામાં પડે છે. એ જીવોનો સ્વભાવ એવો હોય છે કે માત્ર પોતાનું એકલાનું જ હિત કરવું. પોતાનું એકલાનું હિત એ એવી વસ્તુ છે કે જેની અંદર કશું જીવન નથી. એવું હિત વિચારનારા નાણાં કે માલ મેળવે છે તે ઉપયોગને માટે નહી પણ નાણાં કે માલની ખાતર. વળી જો તેનો તેઓ ઉપયોગ કરે છે, તોપણ તે માત્ર દુનિયામાં પોતાના યશ અને શોભાની ખાતર કરે છે. છતાં કોઇ કોઇ વખત તેને પરહિત કરવાની વૃત્તિ પણ થાય છે. એ રીતે માણસ સારા અને ખોટા બંને પ્રકારના પ્રવાહ વચ્ચે ખેંચાતો ખેંચાતો પોતે એક નવું વ્યક્તિત્વ અથવા પોતાપણું મેળવે છે. એ પોતાપણામાં જો ઇશ્વિરી સ્નેહના અંશ વધારે હોય છે, તો એ માણસ મૃત્યુ પછી

સારો જીવ રહે છે, અને સ્વાર્થના અંશ બળવત્તર હોય છે તો મૃત્યુ પછી તે માણસ નઠારો જીવ થાય છે. આ દુનિયામાં માણસનું મૃત્યુ થાય છે તોપણ તેનો જીવનવિગ્રહ બંધ પડતો નથી. જીવ લોકની દુનિયા કે જ્યાં સારા અને ખોટા બંને પ્રકારના જીવો ભેગા વસે છે, ત્યાં પણ એવોજ જીવનવિગ્રહ ચાલે છે. આ વચલી સ્થિતિમાં શરીરના જીવનને માટે પ્રયત્ન કરવાનો હોતો નથી, અને મનની સ્થિતિ હાલની આપણી સ્થિતિ સમજી શકીએ તે કરતાં ત્યાં વધારે સ્પષ્ટપણે જોઇ શકાય તેવું હોય છે. તેથી એ સ્થિતિમાં સારા અને ખોટાની પરીક્ષા વધારે સૂક્ષ્મ રીતે કરી શકાય છે.

હવે પાછળ કહી તેવી જીવનવિગ્રહની છેવટની હારજીતનો નિર્ણય થવાનો સમય આવી પહોંચે છે. આ દુનિયાના મૃત્યુએ જેનો નિર્ણય ન કર્યો તેનો નિર્ણય થઇ છેવટનું મૃત્યુ કે જીવન નક્કી થઈ જાય છે; અને સારા નિવડેલા જીવો સ્વર્ગમાં અને ખોટાને પસંદ કરનારા જીવો નરકમાં હમેશને માટે વસવાનું પસંદ કરે છે. હવે પણ જીવનવિગ્રહ બંધ પડતો નથી. પણ પછીની હારજીતથી પ્રકારના ભેદનો નિર્ણય ન થતાં પાયરીના ભેદનો નિર્ણય થાય છે. એટલે કે સ્વર્ગનો દેવ વધારે ઉંચો દેવ થવાને અને નરકનો રાક્ષસ વધારે સત્તાવાન અસુર થવાને મથે છે.

આ રીતે વિચારતાં આપણે જોઇ શકીશું કે પ્રભુ-

માંથી પ્રસરેલું હિત અને સત્ય પ્રથમ દેવો ધારણ કરે છે; અને દેવોને સારા જીવોનો સંબંધ હોય છે. એ સારા જીવો આ દુનિયાના માણસોને સાચું કરવાની શક્તિ આપે છે. અહિત કે પાપને માટે પણ એવી જ હકીકત છે. નરકના રાક્ષસોને વચલી દુનિયાના નઠારા જીવોનો સબંધ થતાં તેઓ તેમને પોતાનું અસત્ય અને અહિત આપે છે; અને એ નઠારા જીવો આ દુનિયાના માણસોને પોતાના જેવા બનાવવાને યત્ન કરે છે. પરિણામે જીવનવિગ્રહ ચાલે છે, તેમાં કેટલાક દેવો બને છે; અને કેટલાક રાક્ષસો બને છે. દેવો સ્વર્ગમાં અને રાક્ષસો નરકમાં પ્રકટ થાય છે.

આ ઉપરથી આપણા સમજવામાં આવવું જોઇએ, કે સ્વર્ગ અને નરક એ કાંઈ આ દુનિયાના જેવી ઇલાયદી જગાઓ નથી, પણ એતો મનુષ્યના આત્માની વિશિષ્ટ પ્રકારની સ્થિતિઓ છે. જીવનવિગ્રહમાં જીતેલા અને હારેલા માણસોના છેવટના નિર્ણયથી નક્કી થએલા એ બે મુખ્ય પ્રકાર છે. તેટલા માટે આપણે કેટલી સંભાળથી જીવનવિગ્રહ ચલાવવો જોઇએ તે સારી પેઠે સમજવાની જરૂર છે. કેમકે જેઓ આ વિષયમાં બેદરકાર રહે છે, તેઓ પણ અમુક પ્રકારના જીવનકલહમાં તો હોય છે જ; પરંતુ શાશ્વત લાભ અને હાનિ શું છે, તેનો વિચાર ગૌણ થઈ જવાના કારણે છેવટનું એટલે બીજું મૃત્યુ પણ તેને સહેવું પડે છે. આ દુનિયામાંથી વિદાય થવું

અર્થાત્ શરીરથી છૂટા થવું એ આપણું ખરું મૃત્યુ નથી. ખરું મૃત્યુ તો જ્યારે જીવની નરકને માટે જ પાત્રતા નક્કી થાય છે ત્યારે જ થાય છે. આપણને મૃત્યુથી ડરવાનો ઉપદેશ ઘણે સ્થળેથી મળે છે. ખરું જોતાં આ બીજા મૃત્યુથી જ ડરવાનું છે. પહેલું મૃત્યુ તો અનિવાર્ય છે; અને તે સૌને આવવું જ જોઇએ.

એજ પ્રમાણે આપણામાં ઘણું જીવવાની આશા છે તે સારી છે, પણ તે આ દુનિયામાં જ ઘણું જીવવાના સંબંધની નહીં હોવી જોઈએ. આપણું છેવટનું મૃત્યુ થાય નહીં અને આપણે શાશ્વત શાંતિમાં એટલે હમેશાં સારી પ્રવૃત્તિમાં રહીએ તેવું થાય એ જરૂરનું છે. સામાન્ય રીતે એમ માની લેવામાં આવે છે કે પરમેશ્વરે દેવોને શરૂઆતથી જ દેવ બનાવ્યા છે. પણ આમ સમજવું એ ભૂલ છે. યત્નથી જ દરેક દેવ મનુષ્યમાંથી દેવ થએલ છે. દેવો પણ આપણી પેઠે આ દુનિયામાં કે આના જેવી બીજી દુનિયામાં મનુષ્ય હતા, અને ત્યારે તેઓ આપણી પેઠે સારા અને ખોટાના યુદ્ધમાં હતા.

બીજો એક ભયંકર અજ્ઞાનથી ભરેલો વિચાર ખાસ કરીને કહેવાતા હિંદુઓમાં પેસી ગયો છે, તે એકે માણસો મરણ પામ્યા પછી ફરીથી પાછા માણસો કે બીજા કોઈ જીવ તરીકે અવતાર લેછે. અને આમ થાય છે તેને પુનર્જન્મ કહે છે પુનર્જન્મના સિદ્ધાંત પર મોટી મોટી પરિ-

ભાષા વાળી અનેક વાતો અને ચર્ચાઓ થાય છે, પણ પાછળ કહેવામાં આવ્યું તે વિચારતાં આપણને કોઇને પણ આપણા પૂર્વ જન્મનો કશો અનુભવ નથી. વળી આગળ ઉપર જે અનેક મહા પુરુષો થઇ ગયા, તે પૈકી કોઇ પણ એક આ જમાનામાં 'પુનર્જન્મ' પામી હાલ હયાત હોય એવું આપણે જાણતા નથી. બધાં બાળકો કેવાં નિર્દોષ હોય છે! છતાં એ નિર્દોષતા અને શૈશવમાં અનાદિકાળનું સારું ખોટું જીવન સંગ્રહાએલું વિચારવું એ વિચારશક્તિની ન્યૂનતા સિદ્ધ કરે છે. પણ આ વિષય પર વધારે વિસ્તાર કરવો અયોગ્ય છે. સૂચના કરવાની તે એટલી જ કે જે કાંઈ માનવું તે પૂરેપરો વિચાર કરીને માનવું. **સ્વામી જીસસ ક્રાઇસ્ટે** બાળકોને પોતાની પાસે બોલાવીને તેના તરફ ખાસ ચાહના બતાવી હતી. જો બાળકોમાં પરંપરાગત દુષ્ટતા સંગ્રહાયાં કરતી હોય તો બધાં બાળકોને પ્રભુ એ પ્રમાણે પવિત્ર કહે નહીં. **સ્વીડનબૉર્ગ** આપણને જાહેર કરે છે, કે તમામ બાળકો મરણ પછી સ્વર્ગમાં જાય છે; અને ત્યાં દેવ-દેવીઓ પાસેથી શિક્ષણ મેળવે છે. જો વારંવાર જન્મમરણ થતાં હોય તો આ જીંદગીમાં વધારે જીવવાનું આપણામાં જે વલણ છે તે હોય નહી. પણ એકંદરે એ મત જ વિપથગામી છે.

કેટલાંક માણસોને જન્મથી જ અમુક મિલ્કત પ્રાપ્ત

થાય છે, અને કેટલાકને મહેનત કરવી પડે એવી સ્થિતિ હોય છે, વળી કેટલાક આંખે કે કાને અપંગ હોય છે. આ વિવિધ સ્થિતિઓનાં કારણોમાં પ્રભુનો હાથ હોય છે; એ હકીકત નહી માની શકાવાને લીધે એમ માની લેવામાં આવે છે, કે પૂર્વ જન્મનાં કૃત્યોને લીધે એ પ્રમાણે થાય છે. પણ આમ માનવું એ કોઇ પણ રીતે વાસ્તવિક નથી. કારણ કે માણસને જે સાધનો મળે છે તે પરથી તેની યોગ્યતા માપવાની નથી; પણ એ સાધનોના ઉપયોગ પ્રમાણે તેની યોગ્યતા માપવી જોઇએ; અને ઉપયોગ કરવામાં માણસની માનસિક સ્થિતિ મુખ્ય કારણરૂપ છે. એટલે બાહ્ય સાધનો જેમ વધારે તેમ તેના અંગની જવાબદારી પણ વધારે હોય છે. જે માણસો આંખે આંધળા હોય છે, તેમને શિર આંખના ઉપયોગ કે દુરુપયોગની જવાબદારી નથી. માટે વધારે ઓછાં સાધનસંપત્તિનું કારણ પૂર્વ જન્મનાં કર્મ નથી, પણ જે માણસની જેવી યોગ્યતા હોય તે તેને આપીને પ્રભુ સર્વને જૂદી જૂદી રીતે તયાર કરે છે. એજ પ્રમાણે કોઇ માણસનો પુત્ર ગુજરી જાય, અથવા બીજી કાંઈ હાનિ થાય, તો તેટલા પરથી તેનાં કર્મ ખોટાં હોય છે, એવું અનુમાન કરવામ પણ તેવી જ ભૂલ થાય છે. પ્રભુ હમેશાં જે કાંઇ શ્રેયસ્કર હોય તે જ થવા દે છે; એવું આપણે માની શકતા ન હોઇએ તેથી આપણને દુઃખ થાય છે.

આ દુઃખ આપણી અજ્ઞાનતામાંથી પ્રભવે છે. એવી બાબતોની ચિંતા કરવાથી જીવનવિગ્રહમાં આપણાથી કશો લાભ હાંસલ કરી શકાતો નથી. વળી શરીરનો નાશ થતાં માણસોનો આત્મા કાંઇ મરતો નથી. માટે જે કાંઇ યત્ન કરવાનો તે અનંતકાળપર્યંતના મૃત્યુમાંથી બચવાને માટે કરવાનો છે. જીવનવિગ્રહની જેથી છેવટની હાર નક્કી કરી શકાય એવી સ્થિતિ તે માણસનું નારકી સ્થિતિમાં હમેશને માટે પ્રકટ થવું તે છે. માટે આપણે અનાવશ્યક શોક સૃજવાનું કશું કારણ નથી.

એ જ પ્રમાણે ગુજરાનને માટે જોઇતાં સાધનોના સંબંધમાં પણ સમજવું જોઇએ. કલાપીએ એક સ્થળે લખ્યું છે, કે—

"અહીં પ્રત્યેક દાણા પર, છૂપ્યાં ખાનારનાં નામો,
મગર પરવા પરાઇથી, અરેરે ! કોણ પરવાર્યું ?"

આપણને વારે વારે ગુજરાનનાં સાધનોની ચિંતા થઈ આવે છે. 'જો સત્યથી ચાલીએ અને પ્રભુપર વિશ્વાસ રાખીને બેસી રહીએ તો શું ખાઇએ.' એવો પ્રશ્ન વારંવાર ઉત્પન્ન થાય છે. પણ તે ઉત્પન્ન થવા ન દેવો જોઈએ.

આ પ્રકારની ચિંતા એ નારકી ચિંતા છે. આપણને જે પ્રમાણિક ઉદ્યોગ જણાય તે કરવાને હરકત નથી. ઉદ્યોગની કોઇ મના કરતું નથી પણ નિરર્થક ચિંતાની જ મના છે. વળી ખાસ યાદ રાખવા જેવી વાત તો એ જ છે, કે

આપણે માણસોને અયોગ્ય મહત્ત્વ આપીએ છીએ. આપણે એવો વિચાર કરીએ કે ફલાણા ભાઈની મહેરબાની છે તો બે પૈસા કમાઇએ છીએ. આ પ્રમાણે પરાઈ પરવા રાખવી એ દુષ્ટમાં દુષ્ટ મૂર્તિપૂજા છે. જીવનવિગ્રહમાં જેઓ હારી ગયા હોય તેઓ જ એવા વિચારનો આશ્રય કરે છે. માણસનું બહારનું જીવન તેના અંદરના જીવન પ્રમાણે ચાલે છે, એવું આપણે શરૂઆતમાં નક્કી કર્યું છે. તો જે માણસો આંતરવિગ્રહમાં અસત્ય અને અહિતને હઠાવી શકયા હોય છે તેઓ કદાપિ બાહ્ય જીવનમાં અપ્રમાણિક રીતે કશું પેદા કરતા નથી. તેઓ કોઈની મિથ્યા સ્તુતિ કરતા નથી, કોઇ મનુષ્યને અયોગ્ય મહત્ત્વ આપતા નથી, અને એક **ઇશ્વર** સિવાય બીજા કોઈમાં પોતાનું શ્રેય કરનાની સહજ પણ તાકત છે એવું ક્ષણવાર પણ વિચારતા નથી.

આપણે એમ વિચારીએ કે અંદરથી જીવનવિગ્રહ ચલાવવો, પણ બહારથી નહીં. તો તે આપણી મોટી ભૂલ છે. ખોટા વેદાંતીઓના જેવો એ આપણો દંભ છે. આંતરવિગ્રહની કસોટી બાહ્યવિગ્રહના રૂપ પરથી જ નક્કી થાય છે. માટે જેઓ ખરા સિદ્ધાંતઉપર ચાલવાને તૈયાર હોય છે, તેમને દુનિયાની કે માત્ર દુનિયાપર સ્નેહ કરનારાની કશી પરવા હોતી નથી. પ્રભુનું રાજ્ય એવું નથી કે તે સ્વર્ગમાં જ રહે. આ પૃથ્વી પર પણ પ્રભુનું રાજ્ય આવી શકે

છે. પણ તે ક્યારે, કે જ્યારે માણસોનાં બાહ્ય વલણો પણ અંતરવિગ્રહમાં વિજય પામેલાના જેવાં શુદ્ધ હોય. જીવનવિગ્રહના સવાલથી મુક્ત થઈને આપણે જીવનમુક્તિના સવાલપર આવીએ. માણસે મોક્ષ મેળવવો જોઈએ એવો ઉપદેશ સર્વત્ર થાય છે; અને ઘણા ખરા એમ જ સમજે છે કે આ જીવનમાં નહીં પણ પરજીવનમાં જ મોક્ષ મળી શકે છે. પણ જેઓ આ દુનિયામાં બંધાએલા છે, તેઓ પરજીવનમાં એકદમ મુક્ત થઇ શકે નહીં એ સહજ સમજી શકાય એવું છે.

જે લોકો અહીં પોતાના બાહ્ય જીવનમાં સત્યનો આશ્રય ન કરી શકતા હોય, સહજ દબાણ થતાં કે અડચણ આવતાં સત્યને વેગળું મૂકી, જે તે પ્રકારે કામ કાઢી લેવા ઇચ્છતા હોય, તેઓ અહીં ગમે તો મોટા હોય કે જ્ઞાની ગણાતા હોય તો પણ બંધાએલા છે. નાનાં નુકસાનની તો શી વાત કરવી, પણ મૃત્યુ સુદ્ધાંની માણસે દરકાર કરવાની નથી. "તમારો વધસ્તંભ ઉંચકીને ચાલો." એ ફરમાન આપણે હમેશાં યાદ રાખવું જોઇએ. જે લોકો એટલે સુધી તૈયાર હોય છે, તેઓ જ જીવનવિગ્રહમાં વિજેતા નિવડવાને પાત્ર છે. બાકીનાઓ એક વખત નહીં પણ બે વખત મરવાના છે. ત્યારે તેમનું બીજું મૃત્યુ ઘણું ભયંકર છે.

વળી જે લોકોના મનમાં એવી પ્રેરણા થાય, કે મારે

અમુક તરફ દયાનું આચરણ કરવું જોઇએ, પણ જેઓ તેમ કરતા નથી તેઓ પણ હારી ગએલા જ છે. કેમકે તેમણે પ્રભુ સામું નહીં, પણ દુનિયાના લાભો સામું જોયું. જો આપણે પ્રભુને જ ચાહતા હોઇએ, તેના પર જ વિશ્વાસ રાખતા હોઈએ, તો આપણે તેનાં ઘેટાંને પાળવાં જોઇએ. પ્રભુ કહે છે કે આ દુનિયામાં જે નાનામાં નાનો હોય, તેને પણ જો તમે મારે નિમિત્તે કાંઈ કરશો તો તે મને કર્યા બરાબર છે. આપણે આ બધી વાતો પર લક્ષ રાખીને વિગ્રહ ચલાવીએ તો પરિણામે આપણું શ્રય જ છે. તો વધારે વિસ્તાર શા માટે જોઇએ ? ટુંકામાં આપણે શ્રેયને માટે જે કાંઈ જાણ્યું કે માન્યું હોય, તે પ્રમાણે તરત આચરણ કરવું જોઈએ. યાદ રાખો કે આપણે એક દિવસ પરમેશ્વરની સમક્ષ ઉભા રહેવું પડશે. માટે તૈયારી કરો. તૈયારી કરો. ઇશ્વરને મળવાની તૈયારી કરો.*

ઇ. સ. ૧૯૧૨ સુ. વિસનગર.



*આ લેખ 'સાહિત્ય' પુ. ૭ અંક ૨ માં પ્રસિદ્ધ થયો છે શિ. જે.

## ( ૩ )

# મનુષ્યનું જીવન.

" ઉત્પત્તિ સ્થિતિ વિશ્વ આ વિરલની છે સર્વ જે તાતથી,
ઉદ્ધારાર્થ મનુષ્યના અવતરે જે માનવી માતથી;
જે ધાતા જગનો, પવિત્ર વિભુ જે ત્રાતા બને નંદન,
તે શ્રી સામ્બ દયાલુ શંકર પિતા સ્વીકારજો વંદન ! "

कान्त

આ શબ્દોમાં જે ઈશ્વરની સ્તુતિ કરવામાં આવી છે તેજ ઈશ્વરને પુરાતન વેદમાં " मृत्योर्मा अमृतं गमय " ( મને મૃત્યુથી અમૃતમાં લઈ જા ), એવી પ્રાર્થના કરવામાં આવેલી છે. આ ઉપરથી હરકોઇ વિચારવંત મનુષ્ય જોઈ શકશે કે પુરાતન લોકો શારીરિક જીવનને મનુષ્યનું જીવન કહેતા નહોતા, કેજે જીવનમાંથી કશું હિત પ્રભવી શકે નહીં. તેને એ લોકો મૃત સ્થિતિ તરીકે વિચારતા. મનુષ્ય જો તેના શરીરને લીધેજ મનુષ્ય કહેવાતો હોય, તોજ શારીરિક જીવનમાં મનુષ્યનું બધું જીવન રહેલું છે એમ માની શકાય. આ સંબંધમાં સ્વીડનબૉર્ગ કહે છે કે:-

" જેમને જ્ઞાનની અને સ્નેહની વસ્તુઓ સંબંધી ખરી કલ્પના નથી તેઓ એવું ધારી શકવાને અશક્ત છે, કે માનુષ રૂપ પ્રમાણે તેઓ વ્યવસ્થિત અને સંબદ્ધ થાય

છે; કારણ કે તેઓ એવું સમજે છે કે જે પાર્થિવ અને સ્થૂલ વસ્તુઓથી મનુષ્યનું સ્થૂલ બંધાય છે તેને લીધે મનુષ્ય મનુષ્ય છે, જ્યારે હકીકત એ છે કે મનુષ્ય એ વસ્તુઓને લીધે મનુષ્ય નથી, પણ એટલા માટે કે તે સત્યને સમજી શકે છે, અને હિતને ઇચ્છી શકે છે, કારણકે આ જ્ઞાનની અને સ્નેહની વસ્તુઓને લીધે મનુષ્ય મનુષ્ય છે. ઉપરાંત, એ સુવિદિત છે કે બુદ્ધિ અને ઇચ્છાનો ગુણ એ મનુષ્યનો ગુણ છે; અને એ પણ જાણી શકાય કે પાર્થિવ શરીર દુનિયાની અંદર ઇચ્છા અને બુદ્ધિની સેવા અને દુનિયાની બાહ્ય ભૂમિકામાં તેમને અનુકૂળ કર્મ કરવાને રૂપાયેલું છે," (સ્વર્ગ અને નરક, ક. ૬૦).

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મનુષ્યનું એક જીવન છતાં તેમાં પરિણામ રૂપે શરીરનું અને કારણરૂપે આત્માનું એવાં બે જીવન સંયુક્ત થયેલાં છે. આ હકીકત માત્ર મનુષ્યના એકલા પરત્વેજ એવી નથી, પણ સમગ્ર વિશ્વમાં પણ એજ પ્રમાણે છે. એટલે કે આ બધું બાહ્ય અથવા કુદરતી વિશ્વ તેના કારણરૂપ આંતર અથવા માનસિક વિશ્વમાંથી સત્તા અને સ્થિતિ પામ્યું છે. મનુષ્યને શરીર વડે કુદરતી વિશ્વ અથવા કુદરત સાથે, અને આત્મા અથવા જીવ વડે માનસિક વિશ્વ અથવા ઈશ્વર–મનુષ્ય સાથે સંબંધ હોવાથી મનુષ્ય જીવન ખુદ ઈશ્વરથી શરૂ થઈને કુદરતના અંત પર્યંત પ્રસરેલું અથવા પ્રસરતું હોય એવું કોઠામાં

આવે છે; અને આ જ કારણથી કુદરત પોતે વસ્તુતઃ મૃત છતાં વિકાર પામી શકે એવી અથવા જીવતી હોય એવી જણાય છે.

મનુષ્યના જીવનનું વાસ્તવિક સ્વરુપ કેવું છે, અને ઈશ્વર તથા કુદરત સાથે તેને કેવા પ્રકારનો સંબંધ છે એ વિચારવું, એ આ પ્રસંગે ખાસ જરૂરનું છે. પાછળ કહેવામાં આવ્યું તે પ્રમાણે મનુષ્ય પોતે જીવન અથવા જીવનનું ઉત્પત્તિસ્થાન નથી, પણ જીવનનો ગ્રાહક અથવા ધારક છે. સામાન્ય રીતે દરેક મનુષ્યની વિચારશક્તિ ઉલટી હકીકતો પ્રથમ ગ્રહણ કરે છે; અને તેથી તે જેમ કુદરતમાં કશું જીવન નહીં છતાં શારીરિક જીવનને જ ખરું જીવન સમજવાની ભૂલમાં પડે છે, તેમ મનુષ્યમાં પોતામાં પણ જાણે સ્વતંત્ર જીવનશક્તિ અથવા જીવનોત્પાદક શક્તિ હોય એવું સમજવાની ભૂલમાં પડે છે. આવી સ્થિતિ થવી એ સ્વાભાવિક છે, પણ જો પૃથક્ પૃથક્ મનુષ્યોમાં એવી સ્વતંત્ર શક્તિ હોય, અને મનુષ્ય પોતે જીવનનો ઉત્પાદક હોય, તો સઘળી કુદરત આટલી બધી વિસ્તૃત અને ભવ્ય દેખાતી છતાં જેમ તેમાં કશું પણ દૈવી તત્ત્વ છે નહીં, તેવી જ રીતે મનુષ્યોમાં પણ કશું દૈવી તત્ત્વ રહી શકે નહી. પરિણામ એ આવે કે એક ઈશ્વરમાંથી સત્તા પામેલી બે ભિન્ન સૃષ્ટિઓ કશા પણ ઉચ્ચ હેતુ વગર સત્તામાં આવેલી માનવી પડે; અને

દરેક મનુષ્ય ઈશ્વર છે એવાં કેવલ ભ્રમમૂલક વચનોનો આશ્રય કરવો પડે. આવી રીતે વિચારતાં મનુષ્યોના સંબંધમાં 'સ્વર્ગ અને નરક' નામના પુસ્તકમાં સ્વીડનબાર્ગ નીચે પ્રમાણે કહે છે;—

"જે જીવોએ દુનિયાની અંદર પોતાના નિવાસસ્થાનમાં એવી મતિનું સમર્થન કીધું હોય, કે જે હિત તેઓ કરે છે અને જે સત્ય તેઓ માને છે, તે પોતામાંથી છે અગર પોતાના તરીકે પોતામાં આરોપિત થાય છે, * * * * તેઓ સ્વર્ગમાં ગ્રહીત થતા નથી. દેવો તેમને મૂર્ખ તથા ચોર ગણીને તેમનાથી દૂર રહે છે, મૂર્ખ ગણીને, કારણ કે તેઓ નિરંતર ઐશ્વર્ય તરફ નહીં પણ પોતાના તરફ જોયા કરે છે; અને ચોર ગણીને, કારણ કે તેઓ જે પ્રભુનું છે તે લૂંટે છે. આવા માણસો સ્વર્ગના જ્ઞાનની સામા છે, જે એવું છે કે સ્વામીનું ઐશ્વર્ય દેવો ગ્રહે છે તેથી સ્વર્ગ થાય છે." (૪. ૧૦.)

આ દુનિયાના મનુષ્ય તો શું પણ સ્વર્ગના દેવો કે જેઓ પ્રથમ આ દુનિયામાં હતા તેઓ સુદ્ધાં પોતે જીવન નહી પણ જીવનનાં પાત્રો છે. જેમ કુદરતની શક્તિ ગ્રહનારાં પાત્રો છે, તેમ મનુષ્યનો જીવ અથવા આત્મા એ એક એવું માનસિક પાત્ર છે, જે પ્રભુમાંથી પ્રસરેલા ઐશ્વર્યને દેવો દ્વારા પોતામાં ધારણ કરી શકે છે, અને શરીરદ્વારા કુદરતના અંતપર્યંત તેને પ્રસરાવી શકે છે.—

આ પ્રકારની સંસ્થિતિ હોવાથી મનુષ્યજીવનની રચના કાંઇ મહત્તમ હેતુ માટે થયેલી છે એવું આપણા લક્ષમાં આવ્યા વગર રહેશે નહી. વિચાર કરો કે મનુષ્યના શરીરની રચના કેટલી બધી ચમત્કારિક છે, તેના પોષણ અને વૃદ્ધિને માટે કેવી સૂક્ષ્મ યોજનાઓ થયેલી છે! આ દુનિયાને સ્વર્ગીય બનાવવાના હેતુથી નિર્માયેલ શરીર અને જીવનો મનુષ્યો જેટલે અંશે સારો અને સાચો ઉપયોગ કરે છે, તેટલે અંશે જગતમાં ઈશ્વરી સત્ય અને ઈશ્વરી હિત પ્રભવે છે; અને જેટલે અંશે વિરુદ્ધ ઉપયોગ કરે છે તેટલે અંશે વિરુદ્ધ પરિણામ આવે છે. પણ એ બધું થઈ શકે છે તે એટલા જ માટે કે મનુષ્ય પોતે જીવન નહી, પણ જીવનનું ધારક પાત્ર છે. આ હકીકત સ્વીડનબૉર્ગના નીચેના શબ્દોથી વધારે સ્પષ્ટ થશે.

"દેવો પોતાના જ્ઞાનને લીધે એથી પણ આગળ જાય છે, અને કહે છે કે, માત્ર હિત અને સત્ય નહી, પણ જીવનનું સર્વ પ્રભુમાંથી છે; અને આનું તેઓ એવા વિચારથી સમર્થન કરે છે, કે કંઇ પણ પોતામાંથી નહી, પણ જે પોતાની પહેલાં હોય તેમાંથી હોઈ શકે; કે તેટલા માટે બધી વસ્તુઓ એક પ્રથમ, જેને તેઓ બધી વસ્તુઓના જીવનનું તત્ત્વ કહે છે, તેમાંથી સત્તા પામે છે; અને કે તેઓ સ્થિતિમાં પણ એ રીતે રહે છે,–કારણ

કે સ્થિતિ સંતત સત્તા છે,–તથા જે કંઇ મધ્યસ્થો દ્વારા નિરંતર પ્રથમની સાથે સંબદ્ધ રહેતું નથી તે તત્ક્ષણ નાશ પામે છે. * * * તેઓ એમ પણ કહે છે કે જીવનનું સરોવર માત્ર એક છે, અને કે મનુષ્યનું જીવન એવો પ્રવાહ છે, કે જે એ સરોવરમાંથી નિરંતર ભરાયા ન કરે તો તત્ક્ષણ બંધ થાય; કે પ્રભુ અથવા જીવનના એક સરોવરમાંથી ઈશ્વરી હિત અને ઈશ્વરી સત્ય વગર બીજું કશું પ્રસરતું નથી, અને કે તેઓ દરેકને તેના સ્વીકાર પ્રમાણે પ્રફુત કરે છે; કે તેટલા માટે જેઓ તેને આસ્થા અને જીવનમાં સ્વીકારે છે તેમનામાં સ્વર્ગ છે, પણ જેઓ ઇશ્વરી હિત અને સત્યનો અનાદર કરે છે, તેઓ તેમને નરકમાં વાળે છે, કારણ કે તેઓ હિતને પાપમાં, સત્યને અસત્યમાં, અને તેટલા માટે જીવનને મૃત્યુમાં વાળે છે." (ક. ૯.)

પુરાતન વેદની પ્રાર્થનામાં મૃત મનુષ્યને અમૃત તરફ લઇ જવાની જે પ્રાર્થના કરવામાં આવી છે તેનું શું રહસ્ય છે તે આ ઉપરથી આપણા સમજવામાં આવે છે. દરેક મનુષ્ય પોતાપણામાં મૃત છતાં જો તેનામાં જીવન અવતરી શકે એવી પાત્રતા ન હોય, અને જેવો તે શરીરે જડ છે તેવો આત્મા પરત્વે પણ હમેશાં જડ રહેવાને સરજાયો હોય, તો મનુષ્યજીવનની કાંઇ ખાસ મહત્તા ગણાય જ નહી. પણ હકીકત એ છે કે દરેક મનુષ્ય જો તે પોતે

ઇચ્છા કરે, તો સ્વર્ગનું ઐશ્વર્ય તેનામાં આવી શકે, એવી ઈશ્વરી યોજના છે. આવા પરમ ઉત્કૃષ્ટ હેતુવાળા જીવનનો વિપરીત ઉપયોગ થવાથી તેનો ક્ષય થાય છે, એટલે કે તેમાં અંધકાર ભરાય છે. આપણે અનુભવથી સારી પેઠે જાણીએ છીએ, અને વિચાર કરતાં સ્પષ્ટ સમજીએ છીએ, કે જે મનુષ્યની ઇચ્છા દુરાચરણથી બચવાની હોય છે, તેના ઉપર પાપનું બળ ચાલતું નથી. આ કારણથી જ મનુષ્યને શિર તેનાં નઠારાં કર્મોની જવાબદારી છે. મનુષ્યનું કર્તવ્ય અસત્ય અને અહિતને ઓળખીને તેનાથી દૂર રહેવાનું હોવાથી જે લોકો એ પ્રકારની ફરજનો સમજ્યા છતાં અનાદર કરે છે, અને બુદ્ધિપૂર્વક ઈશ્વર-વિમુખ થાય છે, તેઓના આત્મામાં જ પાપનું પ્રબલ વધે છે. સઘળા માણસો પાપથી બચીને ખરા મનુષ્યો બને એવી ઈશ્વરની ઇચ્છા છતાં જેઓ સમજ્યા છતાં વિરુદ્ધ થાય છે તેમની સ્વતંત્રતામાં પ્રભુ પોતે વચમાં આવે તો એ લોકોમાં ખરૂં મનુષ્યત્વ આવી શકે નહી. આ જ કારણથી ચમત્કારથી અથવા પ્રભુની અનિયત દયાથી કોઇ માણસ જેમ સુધરી જતો નથી; તેમ પ્રભુ પોતે કોપ કરીને કોઇને બગાડી નાંખતો નથી, પણ સઘળું તેના કાયદા પ્રમાણે થાય છે. એ કાયદો સ્વીડનબૉર્ગ નીચેના શબ્દોમાં સમજાવે છે.—"ઈશ્વરી સર્વ શક્તિમત્તામાંથી માણસને જૂઠાઇ અને ભૂંડાઇ સામે સામર્થ્ય છે, અને ઈશ્વરી સર્વજ્ઞ-

તામાંથી હિત અને સત્યને અનુસરીને ડહાપણ છે, અને ઈશ્વરી સર્વ વ્યાપકતામાંથી તે જે પ્રમાણમાં ક્રમમાં છે તે પ્રમાણમાં પ્રભુમાં છે." (સાચો ક્રિશ્ચિયન ધર્મ, ક. ૬૮.)

આ દુનિયામાં મનુષ્ય શરીર સાથે હોય છે ત્યારે, અને મુઆ પછી જ્યારે તે શરીરથી વિયુક્ત હોય છે ત્યારે, માત્ર તેના શરીરના કારણથી તેની આત્મિક સ્થિતિમાં, ફેર પડતો નથી. શરીર સાથે હોય છે ત્યારે તે પોતાનું જીવન જેમ કુદરતમાં પ્રકટ કરે જે, તેમ શરીર વગર તે પોતાનું જીવન માનસિક જગત્માં પ્રકટ કરે છે. મુઆ પછી દરેક જીવ તેની પોતાની સ્થિતિ પ્રમાણે અમુક મુદ્દત સુધી સારાં અને નઠારાં કાર્યો કરે છે, પણ એ અવધિ વીત્યા પછી દરેક એવો બને છે કે કાંતો કેવળ સારાં કર્મ કરનાર દેવ થાય, કે કાંતો કેવળ ઈશ્વરવિમુખ બનાર અસુર થાય. આ પ્રમાણે મનુષ્ય કાંતો સારો મનુષ્ય, સારો જીવ, કે દેવ હોય છે, અથવા કાંતો નઠારો મનુષ્ય, નઠારો જીવ, કે અસુર હોય છે. જે દેવ થઈ શકે છે તેને સ્વર્ગમાં, અને જેમને અસુર થવું હોય તેમને શાશ્વત કાળપર્યંત નરકમાં રહેવાનું પ્રાપ્ત થાય છે. શરીરની પેઠે જીવ પણ ફેંકી દેવાતો હોત, તો મનુષ્યો પોતાનાં પાપથી સહેલાઈથી છૂટી શકત. પ્રભુની યોજના એવી પૂર્ણ છે કે તે કશું બલાત્કારથી કરતો નથી, પણ સઘળું ન્યાયના કાયદા પ્રમાણે સ્વાભાવિક રીતે થવા દે છે. આ પ્રકારની યોજના

હોવાથી, અને સમજીને, પારખીને અને ઇચ્છીને કર્મો કરવાનાં હોવાથી જ મનુષ્ય તેના દરેક કર્મ માટે જવાબદાર થાય છે, એટલું જ નહીં પણ તેનામાં જીવનનું સારું કે ખોટું કોઈ પણ એક માનસિક રૂપ પેદા થાય છે. જે મનુષ્ય જે પ્રમાણમાં બુદ્ધિપૂર્વક ઈશ્વરવિમુખ થાય છે તે પ્રમાણમાં તેનામાં જીવનનો અભાવ થવા માંડે છે. એવા મનુષ્યને સ્વીડનબૉર્ગ **મરેલો મનુષ્ય** કહે છે; જ્યારે તેની વિરુદ્ધમાં હોય તેને **જીવતો મનુષ્ય** કહે છે. આ સંબંધે તે નીચે પ્રમાણે લખે છે.

"પ્રથમ ત્યારે **મરેલો મનુષ્ય** કશી વસ્તુને સાચી અને સારી કબૂલતો નથી, માત્ર શરીર અથવા દુનિયાને લગતી વસ્તુઓ સિવાય, કે જેને તે પૂજે છે.

× × × ×

"બીજું **મરેલા માણસને** જે ઉદ્દેશો પ્રેરે છે, તે માત્ર સ્થૂલ તથા પાર્થિવ જીવનને લગતા હોય છે, તેમ તે શાશ્વત જીવન શું છે તે જાણતો નથી, તેમ **પ્રભુ** કોણ છે એ, અથવા તે જાણે છે તો **માનતો** નથી. * *

"ત્રીજું **મરેલો મનુષ્ય** જ્યારે આંતરવિગ્રહોમાં પડે છે, ત્યારે ઘણું કરીને તાબે થાય છે, અને જ્યારે આંતરવિગ્રહમાં હોતો નથી, ત્યારે પાપો તથા અસત્યોનું તેના પર શાસન હોય છે, અને તે તેમનો ગુલામ છે. જે અંકુશોથી તે બંધાયેલો હોય છે; જેવા કે કાયદાની બીક,

ઝિન્દગીની હાનિ, દ્રવ્યની, લાભની અને આબરૂની, કે જેને તે તેમની ખાતર કિંમતી ગણે છે તે માત્ર બાહ્ય હોય છે.” * *

આપણી માનસિક સ્થિતિમાં જીવન કેટલું છે તેની તપાસ કરવામાં ઉપરનું ઈશ્વરી જ્ઞાન આપણને ઘણું કિંમતી છે. ઉપર દર્શાવેલી મૃત સ્થિતિ જેમ લાંબો કાળ ટકે છે, તેમ આત્માનું પાત્ર એવી આત્મિક માંદગીથી ભરેલું અને જેનો પ્રતિકાર ન થઈ શકે એવું શાશ્વતને માટેનું થઇ જાય છે. જીવનનો હેતુ સફળ ન થાય એવી આત્મિક સ્થિતિને બીજું અથવા ખરું મરણ કહેવામાં આવે છે; અને એથી વિરુદ્ધ પ્રકારના જીવોનાં આત્મિક પાત્રો નિરંતર સાજાપણામાં અને યુવાનીમાં હોઇ **નવો જન્મ** પામી ચૂકેલાં હોવાથી તેઓ ખરેખરા **જીવતા** કહેવાય છે. પહેલા પ્રકારના જીવો નરકમાં અને બીજા પ્રકારના જીવો સ્વર્ગમાં હમેશને માટે રહે છે; અને ત્યાં દરેક પોતપોતાનું જીવન આગળ વધારવા યત્ન કરે છે. આપણને આ દુનિયાના મનુષ્યોને પણ સ્વર્ગમાંના દેવો અને નરકમાંના અસુરોમાંથી જીવનનો પ્રવાહ સારા અને નઠારા જીવોદ્વારા મળે છે. આ ઉપરથી સમજી શકાય છે કે સ્વર્ગ અને નરક આ દુનિયાના જેવા સ્થૂલ અવકાશમાં નથી; પણ આત્મિક સ્થિતિઓ છે.

ઘણા લોકો એમ સમજે છે કે સ્વર્ગમાં મનુષ્યે

માત્ર ભોગવિલાસ કર્યા કરે છે; અને નરકમાં પીડાઓ ભોગવ્યાં કરે છે. પણ ખરી હકીકત એ છે કે સ્વર્ગમાં જ મનુષ્યો ખરું જીવનસુખ ભોગવે છે, જ્યારે નરકમાં જીવનનો અભાવ હોવાથી ત્યાંની સ્થિતિ પ્રમાણે સુખઃદુખમાં રહે છે. એટલે કે સ્વર્ગમાં મનુષ્યો પૂર્ણ મોક્ષમાં અને નરકમાં પૂર્ણ બંધમાં હોઇ પોતપોતાની સ્થિતિ પ્રમાણે કર્મો કરે છે, અને સુખદુઃખ પામે છે. જે લોકો મોક્ષનો આધાર કેવળ ઇશ્વરકૃપા ઉપર જ રહેલો છે એવું માને છે, તેઓ એવી ભૂલમાં પડે છે, કે પ્રભુ કોપાયમાન થઇને મનુષ્યને નરકમાં નાંખે છે. પણ એ સંબંધે "સ્વર્ગ અને નરક" નામના પુસ્તકની ક. ૫૪૫ અને ૫૪૬ જોવાથી સ્પષ્ટ થાય છે. કે "પ્રભુ કોઇને નરકમાં નાંખતો નથી, પણ પાપી જીવો પોતે પોતાને અંદર નાંખે છે."

શ્રીમદ્ ભગવદ્ગીતામાં ૬ ટ્ઠા અધ્યાયમાં આત્માને તારવા અને ડુબાડવા સંબંધી વાત આવે છે, અને બીજે પ્રસંગે ઇશ્વરની બરાબર કોઈ છે નહીં એવાં વચનો આવે છે, છતાં મનુષ્યના આત્માને નિર્ગુણ અને અવિકારી માનનારી, અને જીવ તથા ઈશ્વર સંપૂર્ણ અંશે એક છે એવું સિદ્ધ કરનારી અનેક વાગ્જાળો રચવામાં આવે છે. જે લોકોએ સરલતા અને અનુભવમાંથી વિચાર કરવાનું છોડી દીધું હોય છે, તેઓ 'ઈશ્વર પોતે એક પૂર્ણ મનુષ્ય છે,' એ સત્યને 'મનુષ્ય પોતે પૂર્ણ ઈશ્વર છે,' એવા તદ્દન

અસત્ય રૂપમાં સ્વીકારે છે. ખરી હકીકત એ છે કે આત્મિક ઉન્નતિને માટે પંડિતાઈ કરતાં સરલ મનની વધારે જરૂર છે. આપણું પહેલું કામ પ્રભુનું રાજ્ય અને તેનું ન્યાયીપણું શોધવાનું છે. આપણે જાણવું જોઇએ કે પ્રભુએ જેવી રીતે આપણા શરીરના પોષણ અને રક્ષણને માટે સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, જલ અને વનસ્પતિ વગેરે કર્યાં છે. તેવી જ રીતે આપણા આત્માના પોષણને માટે પણ આત્મિક સૂર્ય, આત્મિક ચંદ્ર, અને આત્મિક ખોરાક કરેલા છે. કુદરતી સૂર્યના અજવાળા વડે જેવી રીતે આપણે કુદરતી માર્ગ જોઇ શકીએ છીએ, તેવીજ રીતે માનસિક સૂર્યના માનસિક અજવાળા વડે આપણે ખરો જીવનમાર્ગ જોઈ શકીશું. ગાયત્રીમંત્રમાં જે **સવિતા દેવ**ની સ્તુતિ કરી છે, તેજ **સવિતા દેવ પ્રભુ** પોતે છે એવું **સ્વીડનબૉર્ગ**ના શબ્દો વડે આપણે જાણી શકીશું; અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના અઢારમા અધ્યાયના *૫૬ મા શ્લોકમાંથી ઉપદેશ મળ્યા પ્રમાણે પ્રભુનું એકલાનું શરણ લઇશું, તો આપણે નીચેનું ગીત હમેશ પૂર્ણ ઉલ્લાસથી ગાઇ શકીશું:

---

* " સર્વ ધર્મો પરિત્યાગી, લે મારૂં શર્ણ એક તું;
" હું તને સર્વ પાપોથી, મૂકાવીશ જ શોચ મા."
**( કવિ ન્હાનાલાલ દ. નું ભાષાંતર. )**
સરખાવો યશાયાહ, ૧, ૧૮.

આ લેખ ' હિંદનું હૃદય ' પુ. ૧ અંક ૧ માં પ્રસિદ્ધ થયો છે. **શિ. જે.**

"બલમાં તવ એ સ્વામી રાજા રાચશે,
તારણમાં તુજ તેને મહદુલ્લાસ જો,
પૂરી આશા સઘળી તેં હૈયા તણી,
અરજી અધરોની નવ રાખી પાસ જો!
સામ, ૨૧-૧-૨: કાન્તનું ભાષાંતર.
ઈ. સ. ૧૯૧૪ મુંબાઇ,



(૪)

# પ્રભુમય જીવન અને સેવાધર્મ.

ગુજરાતના જાણીતા વિદ્વાન રા. રમણભાઇ દ્વારા અવતરેલ 'પ્રભુમય જીવન' નામના ભકિતપૂર્ણ પ્રાર્થના-ગીતમાં ગવાએલ 'પ્રભુ મુદ્રિત અંકિત તું હૃદમાં, કૃતિઓ બધી ત્વન્મય હો જગમાં' એ પંક્તિ પર આપ સર્વેનું ધ્યાન ખેંચવા માગું છું. આ કુદરતી દુનિયામાં જો કોઈ પણ ચીજ પવિત્ર હોય તો તે સાધુ મનુષ્યના હૃદયદ્વારા અવતરેલ માનસિક વસ્તુની સાથે સંબંદ્ધ હોવી જોઇએ. ભકતકવિ **કાન્તે** એક સ્થળે ગાયું છે, કે "હૈયું દેવાલય ખરું, દીન દયાનું દ્વાર; અધિકારી માનવ બધાં, સારાંનો એ સાર." શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ "**ईश्वरः सर्वभूतानाम्, हृद्देशेऽर्जुनतिष्टति**" એવું વચન છે. તો સૌથી પ્રથમનું આપણું કામ આપણી પોતાની હૈયાદુબળાઈ તજવાનું

છે. આ ઉપરથી જોઈ શકાય છે કે મનુષ્યનાં હૃદય-દ્વારા પ્રભુ પોતે પોતાનું સર્વોપરિ કામ આ દુનિયામાં કર્યા કરે છે; અને એ પ્રકારની ક્રિયા સર્વોપરિ રીતે બને તો આ દુનિયામાં પ્રભુમય જીવનનું અવતરણ પણ થાય છે. રા. રમણભાઈએ આ પ્રાર્થનાના અંતમાં પ્રાર્થ્યું છે, કે "મુજ વર્તનથી છબિ જે બની રહે, તુજ ઉજ્જવલ રૂપની ઝાંખી દીયે." આ ઉપરથી આપણે સમજી શકીશું, કે પ્રભુમય જીવનની પ્રાપ્તિ થાય તેટલા માટે આપણાં કર્મો પણ પ્રભુ પોતે પ્રસંદ કરે તેવાં થવાં જોઈએ. આ કારણથી પ્રભુમય જીવનની સાથે સાથે જ સેવાધર્મનો પણ વિચાર કરવાનું આવશ્યક માન્યું છે. એ તો સ્પષ્ટ જ છે, કે પ્રભુને જ પસંદ પડે એવાં કર્મોનો સેવાધર્મનાં કર્મોમાં સમાવેશ થાય છે.

ત્યારે શરૂઆતમાં આપણે પ્રભુ× અને મનુષ્યના સ્વરુપ સંબંધી અને તેમના સનાતન સંબંધ સંબંધી વિચાર કરીએ.

---

× આ દુનિયામાં કેટલાંક એવાં મનુષ્યો પણ છે, કે જેઓ પ્રભુના અસ્તિત્વની જ ના પાડે છે. એવા લોકોને માટે પ્રયત્ન કરવાનું આ પ્રસંગે મૂલતવી રાખીને આ વિષયમાં પ્રવૃત્તિ કરવી પડે છે. એવા લોકોને જ શિક્ષણ આપવા માટે પ્રભુએ પોતે જ "**अहं-ब्रह्म-अस्मि**"નું ઉચ્ચારણ કરેલું છે. પણ જડ જગતની આંતર શ્રુતિ એવી બદ્ધ છે કે અદ્યાપિ પર્યંત તેનો એ સંદેશ કુદરતી દુનિયાના અંત પર્યંત પહોંચ્યો નથી. દરેક વિશેષ મનુષ્યના સંબંધમાં પણ આ પ્રકારની સ્થિતિ અમુક અંશે હોય છે.

જેમ આ કુદરતી દુનિયાનું મુખ્ય ઉત્પત્તિસ્થાન કુદરતી સૂર્ય છે, તેમ જ માનસિક દુનિયાનું મુખ્ય ઉત્પત્તિસ્થાન માનસિક સૂર્ય–પ્રભુ પોતે છે. એટલે કે દુનિયાનાં કુદરતી અને માનસિક બંને તત્ત્વોનો જે પ્રકારનો સંબંધ આપણા ખ્યાલમાં આવે છે, તે જ પ્રકારનો સંબંધ કુદરતી સૂર્ય અને પ્રભુ વચ્ચે હોવાનું માની શકાય છે. આપણા શરીર પર કુદરતી સૂર્યની સત્તા ચાલે છે, પણ આપણા મન પર તો કેવળ પ્રભુની જ સત્તા હોવાનું માનવું જોઇએ એક પ્રખ્યાત પ્રાર્થનાગીતમાં પંડિત નવલરામે ગાયું છે કેઃ–

" માગું વિદ્યાનું વ્યસન લગાડજે, મારી અંતર આંખ્યો ઉઘાડજે;
શુદ્ધ **સત્યનો સૂરજ** ઉગાડજે, પાય લાગું માગું પ્રભુ આટલું. "

આ ગીતમાં જેને સત્યનો સૂરજ કહેલો છે, તે જ આપણુ સર્વનો પેદા કરનાર પ્રભુ છે, એવું માનીને જ આ લેખનો વિસ્તાર કરેલો છે. પ્રભુના સ્વરુપ સંબંધી આટલો ખ્યાલ આવ્યા પછી આપણા પોતાના સ્વરુપનો ખ્યાલ આણવાનું કામ મુશ્કેલ નથી. આપણા કુદરતી સૂર્યમાં જે પ્રમાણે ગરમી અને પ્રકાશ સંયુક્ત છે, તે જ પ્રમાણે આપણા માનસિક સૂર્ય–પ્રભુ–માં સ્નેહ અને જ્ઞાન અથવા તેના પરિણામ તરીકે દૃષ્ટિગોચર થતાં હિત અને સત્ય સંયુક્ત છે. આપણા પોતાનામાં જે કાંઇ હિત અને સત્ય હોવાની આપણને પ્રતીતિ થાય છે તે ખરું જોતાં આપણાં નથી પણ આપણા માલેક પ્રભુનાં છે એવું આ પરથી ફલિત

થાય છે. સુજ્ઞ વાંચનાર આ પરથી આપણો અને પ્રભુનો સંબંધ કેવો સનાતન અને પવિત્ર છે તે જોઇ શકશે; અને એ સંબંધ નષ્ટ ન થાય તે માટે નિરંતર ઉદ્યુક્ત રહેવાની આવશ્યકતા પણ વિચારી શકશે.

આ જગત્માં પ્રભુએ મનુષ્યજાત એટલા માટે પેદા કરી છે કે તે દ્વારા બાહ્યસૃષ્ટિમાં તેનું રાજ્ય અવતરી શકે. આ કારણથી પ્રભુ પોતે મનુષ્યોના હૃદયમાં શુભ પ્રેરણાઓ કરવાને નિરંતર તત્પર રહે છે. પ્રભુનો અનાદર કરીને જે મનુષ્યો હૃદયની આ પ્રેરણાઓને ગણકારતાં નથી, તેઓ સ્વાભાવિક રીતે જ પ્રભુથી દૂર ખસે છે; અને સૂર્યથી દૂર ખસેલી પૃથ્વી જેમ જડ થઇ જાય છે, તેમ આવાં મનુષ્યો પણ કેવળ કુદરતી જીવનમાં જ રચ્યાં પચ્યાં રહેવાથી જડ પ્રકૃતિનાં બની જાય છે. પરિણામે એવાં મનુષ્યો પ્રભુમય જીવનનો અનુભવ કરવાને ઉત્તરોત્તર અપાત્ર ઠરતાં જાય છે; અને જે શુભ હેતુ માટે તેમનું નિર્માણ થએલું હોય છે તે નષ્ટ કરે છે. પરંતુ જે મનુષ્યો પોતાના પેદા કરનારને પિછાને છે, અને તેની શુભ પ્રેરણાઓને અનુસરવાને તત્પર રહે છે, તેઓ ઉત્તરોત્તર ઉચ્ચતર જીવનનો અનુભવ કરી શકે છે. અનુભવથી આપણે જાણીએ છીએ, કે **શુભ પ્રેરણાઓનો અનાદર કરવાથી મનુષ્યોમાં એવી પ્રેરણાઓને પારખવાનું બળ પણ નષ્ટ થાય છે. જતે દિવસે એવું બને છે**

**કે એવાં મનુષ્યો કાંઇક અજાણપણે અશુભ પ્રેરણાઓને અનુસરે છે.** એ અશુભ પ્રેરણાઓ કોણ કરે છે તે સંબંધી વિચાર કરવાનું આગળ ઉપર પ્રાપ્ત થશે. હાલ તો એટલું જ કહેવું બસ થશે કે જેઓ સાવધાન રહેતાં નથી તેઓ સ્વાભાવિક રીતે જ અધોગતિ પામે છે.

પ્રભુમય જીવન સંબંધી ખરી રીતે વિચાર કરનાર મનુષ્ય નિરંતર ઉન્નતિ તરફ જ પ્રયાણ કર્યે જાય છે. આવાં મનુષ્યો પોતાના દોષ જોવામાં જ ઉદ્યુક્ત રહે છે. અન્યની સાથે સરખામણીમાં આપણે કેવાં છીએ એવું વિચારવામાં અમુક અંશે આત્મહાનિ થાય છે એ ખાસ કરીને સમજી રાખવાની જરૂર છે. એક સંતે આ સંબંધે કહ્યું છે કે,

"બૂરા દેખનમેં ગયો, બુરો ન મીલીયો કોઇ;
જો દેખ્યા દિલ ખોજકે, મોંસે બૂરા ન કોઇ."

એક પ્રખ્યાત શ્લોકમાં ભર્તૃહરિએ પારકાના ગુણને પર્વત જેવડા કરીને માનવાની સૂચના આપી છે, પણ મનુષ્યસ્વભાવ એવો પતિત છે, કે પોતાના અણુ જેવડા ગુણને પર્વત જેવડો વિચારે છે અને બીજાના અણુ જેવડા અવગુણને પર્વત જેવડો કરી મૂકે છે. જ્યારે સંત પુરુષોની દૃષ્ટિ એવી હોય છે, કે તે સઘળે પ્રસંગે માત્ર પોતાના જ દોષો જોઇ શકે છે. જેઓ પોતાની ચઢતી કરવા ઇચ્છતા હોય તેમને માટે એ માર્ગ અતિશય યોગ્ય છે એમ સિદ્ધ કરવાને વધારે વિસ્તાર કરવો પડે તેમ નથી.

પ્રભુમય જીવન પ્રાપ્ત કરવામાં અતિશય પ્રતિકૂળ એવી એક બાબત સંબંધી વિચાર કરવાની આ સ્થળે આવશ્યકતા છે. ઘણાં મનુષ્યો એમ માને છે, કે માણસ તો ઈશ્વરનો અંશ છે—જો કે કેટલાંક મનુષ્ય તો એવું પણ માનનારાં છે કે દરેક માણસ ઈશ્વર છે. આપણે આ બીજા પ્રકારનાં મનુષ્યો સંબંધી બોલવાનું હાલ તુર્ત મૂલત્વી રાખીશું. ત્યારે શું ખરેખર માણસ ઈશ્વરનો અંશ છે? ઉપર આપણે મનુષ્ય અને પ્રભુના સ્વરુપ અને સંબંધ સંબંધી વિચાર કર્યો તેથી મનુષ્ય જાણે કે ઇશ્વરનો અંશ હોય એવું કોઈને પ્રથમદર્શનીય ભાસે. પણ સ્નેહ અને જ્ઞાન અથવા હિત અને સત્યની જે શક્તિ મનુષ્યમાં પ્રતીત થાય છે તેનું ઉત્પત્તિસ્થાન મનુષ્ય પોતે નથી. મનુષ્ય તો એ વસ્તુઓનું ધારકપાત્ર છે. જો પ્રત્યેક મનુષ્ય ઈશ્વરનો અંશ હોય એટલે કે પ્રભુ અને મનુષ્ય વચ્ચે અંશઅંશી સંબંધ હોય તો દુનિયામાં જે અહિત કે અસત્ય અથવા દ્વેષ કે અજ્ઞાન છે તેનો પણ ખુદ ઈશ્વરમાં જ સમાવેશ કરવો પડે કોઇ પણ સુજ્ઞ કે સહૃદય માણસ આ પ્રકારની માન્યતાને પોતાના હૃદયમાં એક ક્ષણ પણ સ્થાન આપશે શું? મને લાગે છે કે મનુષ્યમાં પ્રેરાએલાં સત્ય અને હિતની માલેકી મનુષ્યની પોતાની નહીં છતાં પ્રભુની માલેકીની વસ્તુઓને પોતાની માલેકીની વસ્તુ તરીકે ઝાહેર કરવાની મનુષ્યની અધમ વૃત્તિનું સામ્રાજ્ય થતાં આવા વિચારો દુનિયામાં પ્રચલિત થાય છે.

જગતમાં અસત્ય અને અહિતની સત્તા છતાં તેને દૂર હઠાવવા માટે પ્રભુની કેવી દયા પ્રવર્તે છે તે વિચારીએ—જગતમાં દુઃખ છે તો તેને હણવાના ઉપાય પણ છે, રોગ છે તો તેને હણવાને ઔષધિ પણ છે, અજ્ઞાન છે તો તેને હઠાવવાને ધર્મપુસ્તકોનો ઉપદેશ અને પ્રભુની પોતાની કરુણામય યોજનાદ્વારા મનુષ્યહૃદયમાં પ્રેરિત થતું સ્નેહ અને સત્યનું બળ પણ છે. હવે વિચાર કરો કે આવી વસ્તુસ્થિતિમાં મનુષ્યને શિર સત્ય અને અસત્ય પારખવાની અને તેને હઠાવવાની કે ઇતર પ્રકારની તેવી જ જવાબદારી કેમ ન હોય? હોય જ. એવી વસ્તુસ્થિતિ તથા એવી જવાબદારી હોવાથી જ મનુષ્ય ઈતર પ્રાણીઓ કરતાં ભિન્ન કોટિનું હોવાનું વિચારી શકાય છે. તેમ જ પાપવૃત્તિને હઠાવવાની ગડમથલ વડે જ મનુષ્ય મનુષ્ય બની શકે છે. જો એવી સ્થિતિ ન હોય તો કાષ્ટપાષાણની પુતળાની સ્થિતિમાં તેમજ મનુષ્ય–જીવનમાં વિશેષ શું તેનો ખયાલ કરવાથી આ સંબંધમાં પૂરતું સત્ય મળવાનો સંભવ છે.

બેશક આસુરી સંપત્તિની અસરથી મુક્ત રહેવાનું અથવા શયતાનની જાળથી ફસાતાં બચવાનું કામ ઘણું જ મુશ્કેલ છે. કવિ નરસિંહરાવ "દિવ્ય ધામ પંથ જતાં આવી વિષધરા, વિપથ દોરવા મથે અહો દયાકરા!"

એ વચનો વડે તેમ જ સ્વર્ગસ્થ કલાપી "પાંચે નમાઝે ઝૂકતાં તારે કદમ, આડા ફરે છે એ ખુદાઓ ઓ સનમ!" એ કવનો વડે જીવનવિગ્રહમાં જીત મેળવવામાં વિક્ષેપરૂપ એ વસ્તુનું સ્મરણ કરે છે તે આપણ સર્વને વિદિત છે. પ્રભુને પંથે વિચરનાર આદમીને "હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જોને, પરથમ પહેલું મસ્તક મૂકી વળતી લેવું નામ જોને" એવાં વચનો સંભળાવવામાં આવે છે તેનું કારણ પણ ઉપર બતાવેલું પાપવૃત્તિનું પ્રાબલ્ય જ છે. જો કોઈ દૈવી ચમત્કાર વડે પ્રભુ પોતે આપણાં હૃદયોને હમેશાં શ્રેયાનુસારી જ રાખી શકે તો પછી પ્રભુની એ પ્રકારની અનિયત દયા વડે આપણું શું શ્રેય થવાનું હતું તેનો વિચાર કરવાની જેઓ તસ્દી લે નહિં તેઓ જ પ્રભુને શિર વૈષમ્યનૈર્ઘૃણ્યનો દોષ મૂકવાની હિંમત કરી શકે, એટલું જ નહિ પણ દુનિયામાં થતાં પાપો–અરે પાપના અસ્તિત્વને સુદ્ધાં–ને માટે પણ પ્રભુને જ જવાબદાર માની શકે. પ્રભુ આપણને એથી બચાવે !!!

આટલા વિવેચનથી સિદ્ધ થાય છે કે બધાં મનુષ્યો દરેક ક્ષણે કસોટીના જોખમમાં પડવાને નિર્માએલ છે. મનુષ્યને શિર આ પ્રકારનું નિર્માણ કેવું સુંદર છે તે આપણને કોઈ સાચો ભક્ત જ સમજાવી શકે તેમ છે. આપણ પામર મનુષ્યોને તો કોઈ વખત એ નિર્માણમાં વગર સરજી પીડા અથવા ધર્મીને ત્યાં ધાડ હોવા જેવી સ્થિતિનું દર્શન

થાય છે. કલાપી કહે છે, કે–" શાને કસે છે મુફ્ત આ લાચારને, દાવો સુનાનો છે અમારો ના સનમ!" આ વચનમાં સૂચવ્યા પ્રમાણે જો આપણે પોતે આપણી જાતને માટે ઉંચો અભિપ્રાય બાંધીશું તો જરૂર પ્રભુની કસોટીમાં પડીશું, અને કસોટીમાં પડયા પછી પ્રાર્થનાદ્વારા તેવું બળ મેળવીને કસોટીમાંથી પસાર થવા યત્ન નહીં કરીએ તો ઉત્તરોત્તર ઈશ્વરવિમુખ થતા જવાના એ નક્કી છે. પ્રભુના સાચા ભકતો પોતા દ્વારા થતાં શુભ કર્મો પરથી પોતાનો અધિકાર સદાને માટે દૂર જ રાખે છે. તેઓને એવું શિક્ષણ મળેલું હોય છે કે તેઓ દિવસે દિવસે આંતર પ્રકારની નમ્રતા ધારણ કરતા જાય છે. એક વિદ્વાને સ્પષ્ટ જણાવેલું છે, કે "મનુષ્યોને કે દેવોને અહંકાર મોક્ષ સિવાય ઈતર મોક્ષ નથી; અને સેવા સિવાય ઇતર કર્તવ્ય નથી." પોતાને સત્કર્મોના કર્તા માનવાની અહંકારવૃત્તિ, કે જે જીવનમાં અતિ ગુપ્તપણે રહેલી પ્રબળ અને દુષ્ટ વસ્તુ છે તેનાથી મુક્ત થવાની સઘળાં મનુષ્યોને શિર જવાબદારી હોવાનું આ ઉપરથી આપણા લક્ષમાં આવે છે. સહજ વિચાર કરતાં જણાશે કે આપણામાં રહેલો સ્વસ્નેહ અથવા દુનિયાપરનો સ્નેહ જ આપણી એ અહંકારવૃત્તિને પોષણ આપે છે. કોઇપણ પ્રકારે માત્ર મારું એકલાનું જ ધાર્યું થવું જોઇએ અથવા સૌ કોઇએ મારી જ સેવા કરવી જોઇએ એવી એકલપેટાપણાને પોષનારી

અહંકારવૃત્તિનું પ્રબલ થતાં જ મનુષ્યને માટે કાયમની નારકી સ્થિતિનું નિર્માણ થાય છે. પરંતુ મનુષ્યો પોતાની સાથે પોતાનાં માનેલાં મનુષ્યોનો પણ વિચાર કરે છે. તે માણસ જો તે ઈશ્વરસ્નેહથી પ્રેરિત હોય તો સ્વર્ગીય કે પ્રભુમય જીવનનો અનુભવ કરવાને પાત્ર થાય છે. તેટલા માટે સૌએ જેમ બને તેમ સ્વસ્નેહને પરિઘમાં અને ઈશ્વર-સ્નેહને મધ્યમાં રાખીને દરેક મુશ્કેલ પ્રસંગે કર્તવ્યનો નિર્ણય કરવો જોઇએ એમ ઠરે છે.

**પ્રભુમય જીવન** સંબંધી વિચાર કર્યા પછી હવે આપણે **સેવાધર્મ** સંબંધી વિચાર કરીએ. પ્રભુ પોતે સ્નેહરૂપ હોવાથી તેનામાંથી સ્નેહ સિવાય બીજું કશું પ્રસરતું નથી. જુઓ મનુષ્ય-જાતને માટે તેણે કેટલા બધા સ્નેહ અને ડહાપણથી વ્યવસ્થા કરેલી છે. ભકતોએ અને સંતોએ સ્પષ્ટપણે કબૂલ કર્યું છે, કે “ગુણો તારા ગાવા જનમતિ જરી ચાલતી નથી.” સ્વર્ગસ્થ ભક્તકવિ ભોળાનાથ સારાભાઇએ એક પ્રાર્થનામાં ગાયું છે કે—

“અહો વર્ગો સર્ગો ગણિતક્રમથી રૂડે ગગનમાં,
તમારી સત્તાથી નિશદિન રહ્યા છે ભ્રમણમાં;
દયા પૂરી દેખું સબળ પ્રભુ પેખું સકલથી,
જીવો સંરક્ષાર્થે પ્રકટ પય કીધું પ્રથમથી.”

આ ઉપરથી આપણે સ્પષ્ટ સમજી શકીશું કે જગ-તની રચનામાં પ્રભુએ મનુષ્યજાતની સેવા કરવા સિવાય

ઇતર કોઇપણ હેતુ રાખેલો નથી. સાચી સ્નેહસેવાનું લક્ષણ જ એ છે કે જેવી રીતે **પ્રભુ** હમેશાં આત્મવિસ્મણ કરીને આપણુ સર્વની સેવા કર્યા કરે છે તેવી સેવા કરવાની કર્તવ્યભાવના રાખીને કર્મ કરવાં તે–આવી સ્નેહસેવા કરવાની ફરજ હોવાનું ભાન થવું એ મનુષ્યજીવનમાં ધન્ય ક્ષણે જ બની શકે છે. આપણા કુદરતી જીવનના નિભાવને વાસ્તે અન્નવસ્ત્ર જેવી વસ્તુઓ પણ પરમેશ્વરે છેક તૈયાર સ્થિતિમાં મૂકી રાખી નથી એમાં પણ તેનો મનુષ્યજાત તરફ દૈવી સ્નેહ દૃષ્ટિગોચર થાય થાય છે–હાલના વિજ્ઞાનશાસ્ત્રના જમાનાનું એક વિશેષ લક્ષણ એ છે કે મનુષ્યો દિવસે દિવસે ધર્મ, નીતિ અને સાહિત્યની અવગણના કરવાને પાત્ર થતાં જાય; અને પરિણામે ઈશ્વરવિમુખ બને. પણ **પ્રભુ**ની દયામય યોજના વડે એ પ્રકારનું વિષ જમાનામાં સર્વ માણસોને એક સરખું અસર કરતું નથી; અને કેટલાંક મનુષ્યો એવાં પણ મળી આવે છે કે તેઓ વિજ્ઞાનદ્વારા મળતાં જ્ઞાનવડે દરેકે દરેક બાબતમાં પ્રભુનું દૈવી ડહાપણ હોવાનું વિચારી શકે છે. મનુષ્ય હમેશાં બે પ્રકારની લાલચોની વચ્ચે મૂકાએલો જ રહે, એમાં જ **દયામય** પરમ **ઈશ્વરી** યોજનાનું રહસ્ય સમાએલું છે. કેટલાક લોકો એવા મતના હોય છે કે તેઓ આંતર સુંદરતા અને પવિત્રતાની આવશ્યક્તા માને છે; પરંતુ તદનુસાર બાહ્ય કર્મો કે જે સેવાનાં કર્મો કહી

શકાય તેની આવશ્યકતા સ્વીકારતા નથી. આવા લોકોએ સમજવું જોઇએ કે કોઇએક અંધીયાર જગ્યામાં સુંદર દીપમાળ જેટલી નિરુપયોગી છે તેટલી જ આંતર જીવનની વિશુદ્ધિ, સેવાનાં બાહ્ય કર્મો વગર નિરુપયોગી છે.

ભક્તકવિ કાન્તે 'ચંદાને સંબોધન' એ નામે કાવ્યમાં સાચો સેવાધર્મ અને પ્રભુમયજીવન એ બંનેનો શો સંબંધ છે તે દર્શાવ્યું છે. કવિ ચંદાને સંબોધીને પૂછે છેઃ—

"આવો, વ્હાલાં ! આવો, અંદર વાસમાં,
સંદેશો શો લાવો ચંદા બ્હેન જો;
કોમળ શીતળ મધુર સુધા વર્ષાવતાં,
નેહ ભરેલાં નમ્ર તમારાં નેન જોઃ—"

કવિના સંબોધનને માન આપીને પ્રભુના સાન્નિધ્યમાં વસતી ચંદા જવાબ આપે છેઃ—

"હૃદય સરોરુહ જીવન પોષજો,
જનસેવાનો ધરજો શાશ્વત ધર્મ જો;
પ્રકટ પિતાના પુણ્ય પુરાતન પંથમાં,
સ્નિગ્ધ પરસ્પર કરજો કેવળ કર્મ જો—"

એ જ કવિએ એક પ્રાર્થનાગીતમાં પોતાની આંતર સ્થિતિનું નીચે પ્રમાણે દર્શન કરાવ્યું છેઃ—

"સેવક હોઇ નથી કરી સેવા,
શુદ્ધ જપ્યો નથી જાપો—દયાઘન ! શાન્તિ સદાશિવ ! આપો.

સ્થાન ભવાટવી ગાન પશુનું,
તમ કરે પ્રભુ તાપો—દયાઘન ! શાન્તિ સદાશિવ ! આપો.”

બીજા કવિઓએ પણ આ પ્રકારનાં વચનો ઉચ્ચારીને “पापोऽहम, पापरूपोऽहम्, पापोऽस्मि, पापसंभव”ની સમાનતામાં મૂકી શકાય તેવી કબૂલાતો કરેલી છે.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે મનુષ્યો સેવા કરે તે માટે પ્રભુ પોતે ગરજવાન છે. બેશક મનુષ્યો પોતાનો ધર્મ સમજીને તેના સેવાયજ્ઞમાં ભાગીદાર થાય એવી પ્રભુની ઇચ્છા છે, પણ એ ઇચ્છા પ્રમાણે વતવાની ગરજ તો મનુષ્યોએ જ રાખવી જોઇએ કુલાપીએ યથાર્થ જ કહેલું છે કે:—

“સેવા તણી ગરજ છે વિભુને ન મારી,
નૌકાતણી ગરજ ના જયમ સિંધુ રાખે.”

આવી સ્થિતિમાં અંદરની શુભ પ્રેરણાઓને દબાવીને વર્તવાની ટેવ કેટલી હાનિકારક છે તે સહજ સમજાઇ શકે તેમ છે.

સાચી સેવામાં ઇનામ કે બીજા કોઈ પણ પ્રકારના બદલાની લાલચને સ્થાન નથી. જેઓ બીજાથી ચઢીઆતા દેખાવાની ઇચ્છાથી સેવાનાં કામમાં શામિલ થાય છે તેઓ પરિણામે પસ્તાય છે ‘સેવાની ખાતર સેવા’ અથવા ‘પ્રભુની ખાતર સેવા’ એ જ સેવાધર્મનો મંત્ર છે. માણુસ જો શુદ્ધ અંતઃકરણથી વિચારે અને હૃદયમાં ઉત્સુકતા

રાખે તો તેને દરેક સ્થળે અને દરેક ક્ષણે સેવાના પ્રસંગો પ્રાપ્ત થઇ શકે છે. અમારી પાસે ધન નથી, અમે સાધનહીન છીએ, અમે જ ઉલટા સેવાપાત્ર છીએ ઇ૦ ઇ૦ બહાનાં કાઢનારાંઓ સેવાધર્મનું રહસ્ય સમજેલાં હોતાં નથી. કશી પણ બડબડ વગર પ્રાપ્ત સ્થિતિ સહન કરવી એ પણ એક પ્રકારની સેવા જ છે,–તેમ જ બીજાઓને બોજા રૂપ ન થવાની ઇચ્છા રાખી સ્વાશ્રયી થવું એ પણ એક પ્રકારની સેવા જ છે. વળી શરીરદ્વારા અને વિચારદ્વારા બીજાને ઉપયોગી થવાનું તો હરકોઈથી ન બની શકે તેમ છે. જે પદાર્થો નીતિને રસ્તે યત્ન કરતાં પ્રાપ્ત થયા હોય તે પદાર્થ પરના અનુરાગથી મુક્ત થયા સિવાય તે પદાર્થો ગરીબોને આપી દેવાની ફરજ કોઇ પણ મનુષ્યને શિર છે જ નહિં. જો આપણી વૃત્તિ ખરેખર સેવાપરાયણ હશે તો પછી જીવનવ્યવહારનાં સામાન્ય કર્મો અને સેવાનાં કર્મો વચ્ચે વાસ્તવિક રીતે ઝાઝો તફાવત રહેશે જ નહિં. માત્ર એવી સ્થિતિમાં આંતરવૃત્તિ કુદરતના અંતપર્યંત બહાર લાવ્યે જ છૂટકો છે.

કેટલાક લોકો એવો પ્રશ્ન ઉઠાવે છે કે પ્રભુપરાયણ વૃત્તિ કે સેવાવૃત્તિને પણ અમુક મર્યાદામાં રાખવાની જરૂર હશે કે નહીં ? એવા લોકોનું એમ ધારવું છે કે જો આપણે પરાર્થમાં જ નિમગ્ન રહીએ તો પરિણામે આપણો નાશ થાય, અથવા નાશ ન થાય તો પણ આપણે અંતે થાકી

તો અવશ્ય જઇએ. સહજ વિચાર કરતાં જણાશે કે આવા પ્રકારની દલીલ કરવામાં મનુષ્યની સ્વાર્થવૃત્તિ જ કારણરૂપ હોય છે. એવા લોકો જો સેવાને સત્કર્મ માનતા હોય તો તેમણે જાણવું જોઈએ કે સત્કર્મ કે સત્યનું અનુસરણ કરતાં કદાચ મૃત્યુ થાય તો પણ તેનું અનુસરણ સર્વથા ઇષ્ટ છે; સત્યના અનુસરણ વડે મળતું સુખ એ જ ખરું સુખ છે. એવા લોકો આપણા પ્રખ્યાત નીતિતત્ત્વજ્ઞ ભર્તૃહરિનો નીચેનો શ્લોક વિસરી જાય છેઃ—

**" घृष्टं घृष्टं पुनरपिपुनश्चन्दनं चारुगन्धम्**
**तप्तं तप्तं पुनरपिपुनः काञ्चनं कान्तवर्णम् ।**
**छिन्नं छिन्नं पुनरपिपुनः स्वादुचैवेक्षु दण्डम्**
**न प्राणान्ते प्रकृति विकृतिर्जायते ह्युत्तमानाम् ॥ "**

આ ઉપરથી કોઈએ એમ સમજવાનું નથી કે આ તો 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાને આટો' જેવા ધર્મની વાતો થાય છે. અગાઉ એક સ્થળે કહેલું છે અને અત્રે ફરીથી કહેવામાં આવે છે કે માણસ પોતાનાં સંબંધીઓનું ભરણપોષણ કરવાનું ઇચ્છે તેમાં કશું ખોટું છે જ નહિં. શરત માત્ર એટલી જ કે તેણે કેવળ ન્યાયને રસ્તે તેમ કરવું જોઈએ, અને પોતાનાં સંબંધી કરતાં પોતાની જાતને પાછળ મૂકવી જોઈએ. એક સામાજિક મનુષ્ય તરીકે પોતાના સમાજબંધુઓનું, એક દેશજન તરીકે પોતાના દેશીઓનું; ધર્મમંડળના સભ્ય તરીકે પોતાના

ધર્મમંડળનું હિત કરવાની પણ દરેક માણસની ફરજ છે. પણ જેઓ પાસે પ્રમાણમાં વધારે સાધનો હોય અને જેઓ તે સાધનો પરના અનુરાગથી ચલિત થયાં હોય તેઓ જ તેને દાન તરીકે આપવાને બંધાએલાં છે. એ ખાસ યાદ રાખવાની જરૂર છે કે જેટલે અંશે આપણે સ્વસ્નેહ અને દુનિયાના સ્નેહને આધીન રહીને કર્મ કરીશું, પછી તે કર્મ દેખાવમાં ગમે તેટલું સુંદર હશે--તેટલે અંશે આપણે પાપના જોખમમાં જરૂર આવીશું. આ નિયમના અમલમાંથી કોઇ પણ બચી શકવાનું નથી, માટે જ સુજ્ઞો પોતાના આંતર આત્મા કે અંતઃકરણથી વિરુદ્ધ વર્તીને કરવામાં આવતાં અહંકારજનિત કર્મોની નિષ્ફળતા સંબંધી વારંવાર સૂચન કરે છે. વળી પ્રભુએ આપેલી યોગ્યતા અને સગવડોનો લાભ લઇને સાધનસંપન્ન થયા છતાં જાણે આપણે પોતે જ બધું પ્રાપ્ત કર્યું છે અને સ્થિતિમાં રાખ્યું છે એવું સમજીને જે મનુષ્યોને પોતાનાં સંબંધીઓ પાસે પોતાની મહત્તા મનાવવાની ટેવ પડી હોય તેઓને તેમના કર્મનું ફળ મળ્યા વગર રહેતું નથી એ પણ કોઈએ ભૂલવું ન જોઇએ.

આ પ્રમાણે સેવાધર્મનો માર્ગ સરળ છતાં ઘણાં ખરાં માણસો એ ધર્મ કેમ બજાવી શકતાં નથી, એ પ્રશ્ન ખાસ વિચારવા યોગ્ય છે. લોકો ઈશ્વર અથવા ઈશ્વરપરાયણ ધર્મની વાતો કરવામાં જેટલા શૂરા હોય છે તેટલા

ધર્મકર્મ કરવામાં શૂરા હોતા નથી, એ શોચનીય વસ્તુ-
સ્થિતિને લીધે એવું બને છે એમ પ્રથમ દર્શને લાગે
છે. બીજું દેખાદેખી કર્મો કરનારનો એક વર્ગ એવો છે
કે જે લોકો માત્ર દુનિયા પર જ દૃષ્ટિ રાખે છે અને
વાસ્તવિક સેવાનાં કર્મ કરવાની તેમને જરૂર લાગતી નથી.
"કોઇ માણસ ડુબી જતો હોય અને તમે તેને બચાવી શકો
તેમ હો, તો તેને બચાવવો એ તમારી ફરજ છે. એ ફરજ
તમે ન બજાવો તો તમે પાપી છો. લોકો તમને પાપી
કહેતા નથી તે એટલા જ માટે કે ઘણાખરા માણસો
એવી ફરજો બજાવતા નથી." આ દુનિયામાં આપણું સર્વો-
ત્કૃષ્ટ કર્તવ્ય શું છે તે જાણવાની અને જાણ્યા પછી તે
પ્રમાણે આચરણ કરવાની આપણ સર્વની મુખ્ય ફરજ છે.
ગમે તેવા બહાનાથી પણ આપણે એ ફરજમાંથી મુક્ત
થઇ શકવાના નથી. આપણે દુનિયાને ઠગી શકીશું, સમા-
જને છેતરી શકીશું, શહેનશાહતના કાયદા સુદ્ધાંમાંથી
છટકી શકીશું—પણ શહેનશાહોના શહેનશાહ—પ્રભુની
નજર ચૂકવી શકીશું નહિં. આમ જોતાં સેવા—ધર્મનું કર્મ
વસ્તુતઃ જ એવું છે કે જે થોડાં જ માણસોથી બની શકે.
આ ઉપરથી કોઈએ પણ એમ સમજવાનું નથી કે એ
થોડાં મનુષ્યોમાં આવવાની પાત્રતા પ્રભુએ તેમને આરં-
ભથી બક્ષેલી છે. ઉલટું તેણે તો સર્વ કોઇને માટે એક
સરખું આમંત્રણ કાઢેલું છે. તેના લગ્ન-જમણમાં ભાગ લેવાને

રાય અને રંક, બાલક અને વૃદ્ધ, પુરુષ અને સ્ત્રી, બ્રાહ્મણ અને શૂદ્ર–સર્વ કોઇ એક સરખા અધિકારી છે. તો કોઈએ પણ નિરાશ થવાનું કારણ નથી. સત્યનો માર્ગ એક જ હોવાથી તે સાંકડો છે એમ કહેવાય છે; અને અસત્યના માર્ગો ઘણા હોવાથી તે માર્ગ પહોળા છે એમ કહેવાય છે, છતાં કોઈ પણ માણસ એવો નથી કે જે જન્મથી સ્વર્ગ કે નરકને માટે નિર્માણ થઈ ચૂકેલો હોય,– તો પછી શોકનું પ્રયોજન ક્યાં છે ?

આજકાલ ઘણાખરા લોકોની એવી માન્યતા થએલી જણાય છે કે સેવાધર્મ બજાવવાથી માણસને પુણ્ય થાય છે; અને તે પુણ્યની ખાતર જ મનુષ્યે સેવાધર્મનાં કાર્યો કરવાનાં છે. પરંતુ બરાબર વિચાર કરીને તપાસીશું તો પુણ્યની ખાતર શુભ કર્મ કરવાં એ ઈનામની ખાતર અને ઈનામની લાલચે જેમ કેટલાક વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરે છે તેના જેવું છે. આપણે કોઇ ફરજ ન બજાવીએ તો પાપ થાય એ ખરું, પરંતુ બજાવીએ તો પુણ્ય કેમ થાય, તેનો ખુલાસો આપણને બરાબર મળતો નથી. ખરી હકીકત એમ છે કે ફરજ બજાવનાર માણસને જે આત્મસંતોષ થાય છે, અથવા જે કર્તવ્યનો આનંદ પ્રાપ્ત થાય છે તેની કિંમત નહીં સમજાવાને લીધે આવી પુણ્ય પરંપરાના અસ્તિત્વવાળા વિચારો સ્વીકારાય છે. એક બીજી વાતનો પણ ખુલાસો થવાની જરૂર છે. કેટલાક લોકો ધારે

છે કે જે કોઇ દેવ હોય તેને મનુષ્યના જેવાં કર્મ કદી પણ કરવાં પડતાં નહીં હોય. આ માન્યતા એવા ભ્રમમાંથી પેદા થઈ છે, કે દેવો આરંભથી જ દેવો હોય છે. જ્યારે ખરી હકીકત એ છે કે બધા દેવ શરૂઆતમાં આપણા જેવા મનુષ્યો જ હતા. યત્નથી અને સાચી સેવાનાં કર્મો કરવા વડે જ તેઓ દેવ થઇ શકેલ છે–વર્ત્તમાનમાં પણ બધા દેવો જગત્‌ના અંતપર્યંત શુભ પ્રેરણાઓ પહોંચાડવાની પ્રભુની દયામય યોજનાના ભાગીદાર થઇને નિરંતર આત્મવિસ્મરણ કરીને કર્મમાં જ ઉદ્યુક્ત રહેલા હોય છે. આપણા શરીરના બધા અવયવો જે પ્રમાણે આત્મવિસ્મણ કરે છે, એટલે માત્ર પોતાના એકલાના હિત માટે કશું પણ ન કરતાં સામાન્ય હિનમાં ભાગીદાર થાય છે, તે જ પ્રમાણે સઘળાં મનુષ્યોએ પરમાત્માની આ દુનિયાનું શ્રેય કરવાની શુભેચ્છામાં ભાગીદાર બનીને અને પોતાનું હિત પડતું મૂકીને સામાન્ય હિતમાં આત્મહિત શોધવાની વૃત્તિ ધારણ કરીને જીવનનિર્વાહ કરવો જોઇએ. આવી રીતે કેવળ ફરજની ખાતર સેવા કરનાર મનુષ્ય જ ‘ પોતાનાં દાનધર્મ ગુપ્તમાં કરી શકે છે, એવી રીતે કે પોતાનો જમણો હાથ કરે અને ડાબો હાથ પણ ન જાણે.’ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં ફલાભિસંધિરહિત કર્મ કરવાની આજ્ઞા કરેલી છે તેનું રહસ્ય અને ઉપયોગીતા આ પરથી આપણને સહજ પ્રાપ્ત થઇ શકે છે.

ધર્મશાસ્ત્રોમાં પોકારી પોકારીને મના કર્યા છતાં આપણા દેશમાં શૂદ્રજાતિ તરફ જે પ્રકારનો તિરસ્કાર પ્રવર્તે છે, સ્ત્રી અને બાળકોની જે પ્રકારની અવગણના થાય છે, જેમને પ્રભુએ અપંગ કે અધમ બનાવ્યા છે તેમને આપણે શા માટે મદદ કરવી જોઇએ, એવી ધૃષ્ટતાપૂર્ણ દલીલો કરવામાં આવે છે, રાજ્ય અને સત્તાના લોભી જનો અનેક પ્રકારની મનુષ્યઘાતક યોજનાઓ કરે છે, જોરથી ઘોડાગાડી કે મોટર દોડાવ્યે જનારાઓ ગરીબ ખટારાવાળાઓ કે ભારથી લદાએલાં મજુરોની હાડમારી કર્યે જાય છે,–આ બધી બાબતો, અથવા રા. નરસિંહરાવ પોતાના 'છાનાં અશ્રુ' નામના કાવ્યમાં, દુનિયામાં થતાં જે અપકર્મોનું વિવેચન કરે છે, એ સઘળું એકંદર લક્ષમાં લેતાં સેવાધર્મનું કેવડું વિશાળક્ષેત્ર આપણી સમક્ષ ખડું થાય છે તે હરકોઇ સહૃદયથી અજ્ઞાત નથી. તો બંધુઓ, હવે વિશેષ વિવેચનનું શું પ્રયોજન ? ધર્મ સમજવાની અને તે પ્રમાણે વર્તવાની પાત્રતા હોવાથી જ મનુષ્ય પશુ કરતાં ઉચ્ચતર છે, તો પછી બીજી કયી ક્રિયા વડે આપણે જીવનને ધન્ય કરી શકીશું ? આજકાલ આખી દુનિયામાં જીવદયાના વિચારો થવા લાગ્યા છે, મોટી પ્રજાએ નાની પ્રજાના હકકો પ્રથમ સાચવવા જોઇએ, એ સૂત્ર સર્વત્ર સ્વીકારાય છે, મનુષ્યોના આહાર માટે નિર્દોષ જીવોની કત્લ થતી અટકાવવા પ્રયત્નો થાય છે, જૂદા જૂદા મત અને ધર્મના લોકો તેમ જ વિવિધ દેશજાતિઓ પરસ્પર

બંધુભાવ વધારવાના હેતુથી અનેક પ્રકારની પ્રવૃત્તિ કરી રહેલ છે. જમાનાઓથી પરતંત્ર પડી રહેલી પ્રજાઓના ઉદ્ધાર માટે યત્નો કરનારા પણ કોઇ કોઈ મળી આવે છે, એવા શુભ સમયમાં હરકોઇ માણસ પોતાનો માર્ગ પોતાની મેળે જ નક્કી કરી શકે તેમ છે; અને નારકી ચિંતાઓથી મુક્ત થઇને સાચી સેવાનાં કર્મો વડે જીવનવિશુદ્ધિના માર્ગ તરફ પ્રયાણ કરી શકે તેમ છે. તો ચાલો–આપણે બધા સાચા સ્વયંસેવક બનીને એ જ માર્ગે પ્રયાણ કરવાનું નક્કી કરીએ. જો આપણે પુરતા સ્નેહથી તૈયારી કરીશું તો પ્રભુની મદદ મેળવવાની પણ પાત્રતા મેળવી શકીશું. દેશના વૃદ્ધો અને અશક્તોનો આપણને આશીર્વાદ છે; અને ખરું જોતાં આત્માપરત્વે કોઈ પણ માણસ ખરેખરો વૃદ્ધ કે અશકત નથી. તો શરૂઆતમાં દર્શાવ્યા પ્રમાણે સર્વ કોઈ હૈયાદુબળાઇ ત્યજીને અને ઈતર સર્વ આળ-પંપાળ પડતી મૂકીને એક પ્રભુનું જ શરણ ગ્રહવાને તત્પર થાય એ જ અંતિમ પ્રાર્થના છે.

ૐ शान्तिः शान्तिः शान्तिः ॥

મહિલાવિદ્યાલય,<br>ખાડીયા; અમદાવાદ.<br>૨૪–૧૨–૨૧. } શિવાભાઈ જેઠાભાઇ.



આ લેખ અપ્રસિદ્ધ હતો.

# ( ૫ )

## બ્રહ્મજન્મ.

આપણા લોકોમાં 'દ્વિજ' શબ્દ બહુ જાણીતો છે. એકવાર ઈંડારૂપે અને બીજીવાર પંખીના આકારમાં એમ બે વખત રૂપાંતર પામતું હોવાથી પંખી પણ 'દ્વિજ' કહેવાય છે. મનુષ્યાત્માનું પણ પંખીની માફક બે વખત રૂપાંતર થવાનું નિર્માણ હોવાથી એ દરેક રૂપાંતરને જન્મની સંજ્ઞા આપી 'બે વાર જન્મનાર'ના અર્થમાં દ્વિજ શબ્દ વપરાયો છે. મનુષ્યનો માતાના ઉદર દ્વારા જે જન્મ થાય છે તે તેનો કુદરતી જન્મ છે. એ જન્મથી મનુષ્યને કાચી એટલે પંખીના ઈંડા જેવી કુદરતી સ્થિતિ પ્રાપ્ત થાય છે. બધાં મનુષ્યો જો કે જન્મથી પોતાનાં પૂર્વજોનાં પાપી વલણો વારસામાં લઈને જ અવતરે છે, તો પણ પ્રભુની દયામય યોજના એવી છે કે એ જ દશામાં તે નિરંતર પડી ન રહે, પણ જો તેની સાચી ઇચ્છા થાય તો તે પોતાનાં વારસાનાં વલણોમાંથી મુકત થઈને પ્રભુદ્વારા પોતાનું નવું રૂપાંતર કરી શકે. આ નવીન રૂપાંતરને મનુષ્યનું પુનર્જન્મને અથવા મનુષ્યનો બ્રહ્મજન્મ કહી શકાય. 'જો કોઇ માણસ નવો જન્મ પામ્યું ન હોય તે પ્રભુનું રાજ્ય જોઈ શકતું નથી,' એવું યોહાન ૩,૩–માં પ્રકટ થએલું છે. એ વાકયમાં પણ મનુષ્યના બ્રહ્મજન્મનો ઉલ્લેખ છે, જ્યારે મનુષ્ય અદ્વિજ

દશામાં હોય છે. ત્યારે પોતાના પૂર્વજો તરફથી મળેલાં પાપી વલણોના વારસાંથી તે હિત, સત્ય, અને પ્રભુ સંબંધી ઘણી વાતો કરે છે ખરો; પણ તેની બધી વાતો તેના આચરણમાં હોતી નથી. છતાં જ્યારે મનુષ્યોનો બ્રહ્મ-જન્મ* થાય છે, ત્યારે તે જો કે ઈશ્વર સંબંધી થોડું બોલે પણ વર્તનમાં તે પૂર્ણ અંશે ઇશ્વરને અનુસરે છે. એટલે કે કબીર સાહેબના કહેવા પ્રમાણે જ્યારે મનુષ્ય ઈંડાની દશામાં હોય છે ત્યારે બોલે છે. પણ કર્મ કરતું નથી અને બચ્ચાની દશામાં હોય છે ત્યારે બોલતું નથી. પણ કર્મ કરે છે. અર્થાત્ એ બીજી સ્થિતિમાં સત્યનું એટલે પ્રભુનું અનુસરણ તો ઘણે અંશે થએલું હોય છેજ. એક પ્રખ્યાત શ્લોકમાં બધાં મનુષ્યો જન્મથી શૂદ્ર જન્મે છે; અને સંસ્કાર વડેજ દ્વિજ થઇ શકે છે એવું કહેલું છે, તેનું રહસ્ય પણ હવે આપણા લક્ષમાં આવશે. "जन्मना जायते शूद्रः" એ વચનમાં શૂદ્ર શબ્દ અદ્વિજ મનુષ્યના સંબંધમાં વપરાયો છે. અદ્વિજ

---

* 'પુનર્જન્મ'નો અર્થ ખોટા વેદાંતીઓએ 'વારે વારે અવતરવું' એવો કરી નાંખેલો હોવાથી આ સ્થળે 'પુનર્જનન' કે 'પુનર્જન્મ'ના અર્થમાં બ્રહ્મજન્મ શબ્દ વાપરેલો છે. વિવેકી વાંચનાર એ બન્ને શબ્દો વચ્ચેનો ભેદ બરાબર રીતે સમજી શકશે આ કુદરતી દુનિયામાં મનુષ્ય માત્ર એક જ વાર અવતરે છે. એ સત્ય ન સ્વીકારનાર મનુષ્યને આ લેખની કેટલીક બાબતો પર શંકા રહેશે એ સ્પષ્ટ છે.

મનુષ્ય પોતાની દુર્વાસનાઓથી શી રીતે અને કયા ક્રમે છૂટી શકે તે સંબંધી આ લેખના છેવટના ભાગમાં વિવેચન થશે. હાલ તો આપણે એટલું સ્પષ્ટ સમજવું જોઇએ કે જન્મથી કોઈપણ મનુષ્ય દ્વિજ નથી, પણ સઘળાં જ અદ્વિજ અને શૂદ્ર છે; અને 'દ્વિજત્વ' પ્રાપ્ત કરવાની દરેક મનુષ્યની પાત્રતા અને ફરજ એક સરખાં છે.

બ્રહ્મજન્મ એટલે શું તે સમજ્યા પછી બ્રહ્મજન્મની આવશ્યક્તા સંબંધી જ્ઞાન થવું જોઇએ. જૂઠા વેદાંતીઓએ 'બ્રહ્મ' શબ્દના અર્થમાં પુષ્કળ ગોટાળો કરેલો છે; અને તે જ કારણથી એવા લોકોમાં 'બ્રહ્મજન્મ' શબ્દનું રહસ્ય સમજવાની પાત્રતા રહી નથી. સહજ વિચાર કરતાં જણાશે કે સત્ય સમજવામાં અને તેનુ અનુસરણ કરવામાં દુનિયાની દૃષ્ટિ કેવળ ઉંધી જ હોય છે. આ હકીકત "या निशा सर्व भूतानाम्" થી શરૂ થતા શ્લોક વડે શ્રીમદ્ ભગવદ્ગીતામાં પ્રકટ કરેલી છે. દુનિયામાં તો જે બીજા પાસે બલાત્કારે પણ કામ કરાવે તે મોટો મનાય છે, પણ પ્રભુના રાજ્યમાં તો જે સેવા કરે છે તેજ મોટો મનાય છે. એટલે કે આપણું કુદરતી વલણ એવું છે કે આપણે સ્વસ્નેહની પુષ્ટિ માટે બીજા પર અધિકાર ચલાવવાનું ઈચ્છીને તેને મધ્યમાં રાખીએ અને પ્રભુના રાજ્યની વસ્તુઓને પરિઘમાં રાખવાની ભૂલમાં પડીએ. "સ્વર્ગીય સિદ્ધાંત" નામના પુસ્તકમાં સ્વીડનબૉર્ગ લખે છે, કે—"મનુષ્યનો

સ્વભાવ એવો છે કે તેને વારસાથી જે મળે તે તરફ ઢળી જાય છે, અને તેમાં નિમગ્ન થાય છે. માતપિતા દ્વારા દરેક માણુસ પોતાના સ્નેહ તથા દુનિયાના સ્નેહનાં અહિતોમાં જન્મે છે, દરેક અહિત કે જે ટેવ પડવાથી જાણે કે સ્વાભાવિક થઇ ગયું હોય છે તે સંતાનને અપાય છે; અને આ પ્રમાણે ક્રમેક્રમે માતપિતા, દાદાદાદી અને પૂર્વજોમાંથી એક લાંબી પરંપરામાંઃ આ પ્રમાણે ઉતરી આવેલું અહિત આખરે એટલું મોટું થાય છે કે માણુસના પોતાના આખા જીવનમાં અહિત સિવાય બીજું કશું રહેતું નથી. કેવળ પ્રભુમાંથી આસ્થા અને પ્રીતિના જીવનદ્વારા અહિતની આ પરંપરા તૂટે છે, અને બદલાય છે." (ક. ૧૭૫, ) બીજે સ્થળે લખે છે, કે–"પ્રાણિલ જીવન ઇશ્વરને બધી વસ્તુઓ કરતાં વધારે અને પડોશીને પોતાની માફક ચાહવામાં રહેલું છે." ઉપરના વિવેચન પરથી આપણા સમજવામાં સ્પષ્ટ આવે છે, કે આપણને વારસામાં મળેલી અહિતની પરંપરા તોડવા માટે જ બ્રહ્મજન્મનું નિર્માણુ થએલું છે. જેઓ આ નિર્માણુનું રહસ્ય સમજી શકે નહીં; અને પોતાને જન્મથી જ દ્વિજ માને, અને બાહ્ય સંસ્કારના અધિકારમાં મત્ત રહીને સહજમાં જ બ્રહ્મજન્મ પ્રાપ્ત થઇ જાય છે એવું વિચારે, તેમની પરિણામે દુર્દશા થાય, તેમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. તેટલા માટે આપણે પ્રાણિલ અથવા માનસિક જીવન કે

જે મનુષ્યનું નવું જીવન છે તે સંબંધી વિગતવાર જ્ઞાન મેળવવાની ઈચ્છા રાખવી જોઇએ. વળી "જે માણસ દ્વિજ હોતો નથી તેની સાથે બાહ્ય એટલે કુદરતી મનુષ્ય શાસે છે, તથા આંતર મનુષ્ય તેને અધીન રહે છે. પણ દ્વિજ મનુષ્યની સાથે આંતર એટલે પ્રાણિલ મનુષ્ય શાસે છે, અને બાહ્ય અધીન રહે છે. આ ઉપરથી સ્પષ્ટ છે કે માણસની સાથે જીવનનો ક્રમ જન્મથી અવળો હોય છે; અને જેણે અધીન રહેવું જોઇએ તે શાસે છે." (સ્વર્ગીય સિદ્ધાંત ક. ૧૭૯) ઉપરનાં અવતરણનું મનન કરતાં આપણને માત્ર બાહ્ય નહીં પણ આંતર સંસ્કારની સુદ્ધાં આવશ્યક્તા છે એવું સિદ્ધ થાય છે. આવી પરમ મહત્વની બાબતમાં આપણા લોકોના વિચાર કેવા રૂઢિબદ્ધ અને અજ્ઞાનપૂર્ણ છે તે સર્વ કોઈ સુજ્ઞને સહજમાં પ્રતીત થઈ શકે તેમ છે.

દુનિયામાં પાપનું જોર વધવાથી કેવાં અનિષ્ટ થયાં છે તેનો વિચાર કરતાં પણ ત્રાસ થાય તેમ છે. આપણી આવી શાસ્ત્રસિદ્ધ અને સનાતન દ્વિજત્વપ્રાપ્તિની ભાવનાનું કેવું દુષ્ટ સ્વરૂપ વર્તમાનમાં દૃષ્ટિ–ગોચર થાય છે ! ! ! આપણામાં થોડા જ લોકોને આંતર સંસ્કાર સંબંધી અને તેની આવશ્યકતા સંબંધી સાચું જ્ઞાન છે. કેટલાક લોકો એવા અજ્ઞાનબદ્ધ છે કે તેઓ મનુષ્ય જાતિના ચોક્કસ વર્ગના લોકો બાહ્ય કે આંતર કોઇ પણ પ્રકારના સંસારના અધિકાર વગરના છે એવું માને છે. કહેવાતા

શૂદ્રો તરફ કહેવાતા શૂદ્રેતર લોકો કેવું વર્તન રાખે છે તેની તપાસ કરવાનું છોડી દઇએ, તો પણ એટલું તો સિદ્ધ જ છે કે બીજાને શાશ્વત શૂદ્ર રાખવાની વૃત્તિમાંથી પરિણામે બાકીના સર્વ પણ શૂદ્ર થઇ ગયા છે. ખરા દ્વિજત્વની પ્રાપ્તિ માટે સાચા ખયાલો પ્રાપ્ત થઇ પરિણામે સાચા ધર્મની જાગૃતિ, વૃદ્ધિ અને પ્રાપ્તિ થાય એવી દરેક દેશપ્રેમીની અને સહૃદય જનની પ્રબલ ઇચ્છા હોવી જોઇએ, પણ તપાસ કરતાં આજકાલના લોકો માત્ર બાહ્ય વસ્તુઓમાં જ નિમગ્ન જણાય છે. સમાજના, રાજ્યના, કે બાહ્ય નીતિના કાયદાઓ મનુષ્યને માત્ર દુનિયાથી નિર્દોષ રાખવા પૂરતા ઉપયોગી છે. પણ આપણી ફરજ તો પ્રભુની દૃષ્ટિમાં નિર્દોષ હોવાની છે; અને તેટલા માટે આપણે પ્રભુ તરફની જવાબદારી અદા કરવાનો જ નિરંતર વિચાર કરવો જોઇએ. કોઈ માણસને તરતાં આવડતું હોય તેને શિર હરકોઇ બુડતા માણસને તારવાની જવાબદારી હોવાનું કોઇ પણ સમાજ કે રાજ્યના કાયદામાં ફરમાન હોતું નથી. પણ પ્રભુનો કાયદો તો એવો છે કે તે પોતે કોઈના હૃદયમાં પ્રેરણા કરે અને તે મનુષ્ય જો સ્વસ્નેહની અસર નીચે પોતાને મૂકે અને પ્રેરણાનો અનાદર કરે તો અવશ્ય પાપી ઠરે છે. આપણે જીવનના કાયદાઓ ગમે ત્યાંથી શોધી કાઢીએ છીએ તે આપણી મોટી ભૂલ છે. જીવનના નિયમો પ્રભુ પાસેથી, પ્રભુમાંથી અને પ્રભુના શબ્દમાંથી જ શોધવા

જોઈએ. જેમ કુદરતી અજવાળા અને ગરમીનું મોટું મૂળ આપણો આ કુદરતી સૂર્ય છે, તેમ સઘળી માનસિક વસ્તુઓનું આદિ કારણ પણ પ્રભુ પોતે છે, એક રીતે વિચારતાં જીવનનો માર્ગ સાંકડો અને મુશ્કેલ જણાય છે; અને નાશનો માર્ગ જો કે પહોળો છે, છતાં એ કુમાર્ગ હોવાથી એમાં પ્રભુની સહાયનો કેવળ અભાવ છે. તો હરકોઈ દ્વિજ થવા ઈચ્છનાર મનુષ્ય સાંકડા અને મુશ્કેલ જણાતા ખરા માર્ગની અવજ્ઞા કરવાની ક્રિયાથી નિરંતર દૂર રહેવાની તત્પરતા રાખે એ ખાસ ઇચ્છવા યોગ્ય છે.

બધાં મનુષ્યોને શિર કુદરતી *જન્મ અને કુદરતી મૃત્યુ એ બે વાનાં નિર્માઇ ચૂકેલાં છે, તેથી એ બે વાનાંથી બચવાની આપણી ચિંતાઓ પરિણામે મિથ્યા જવાની એ

---

* વારે વારે કુદરતી જન્મ થવો તેને પુનર્જન્મ થયાની સંજ્ઞા આપવામાં આવે છે. પરન્તુ મનુષ્યને શિર એકજ વાર જન્મનું નિર્માણ છે. પણ આપણા લોકોમાં વારે વારે જન્મવાની માન્યતા એવી દૃઢ થઇ ગએલી છે કે તેની સામે બુદ્ધિની કશી પણ દલીલ ચાલી શકતી નથી. શરીર સાથેનો સંબંધ નષ્ટ થયા પછી પણ જીવ એકલો બીજાં શરીરધારી મનુષ્યોના સંબંધમાં આવે છે એ હકીકત ખરી છે,—અને એમ વિચારતાં મનુષ્યના જીવના અમુક અંશનું કુદરતી દુનિયામાં પ્રકટીકરણ થાય છે એમ કહી શકાય—પણ આખો મનુષ્ય નવા શરીરમાં અવતરે છે એ મત હવે સત્ય તરીકે સ્વીકારાય એવું રહ્યું નથી.

સ્પષ્ટ છે, તો પછી માનસિકજન્મ અને માનસિક મૃત્યુ એ બે વાનાં સંબંધી મનુષ્યનું નિર્માણ કેવું થાય છે તે પરથી જ મનુષ્યનું જીવન સફળ થયું કે નિષ્ફળ તે આપણે નક્કી કરી શકીએ. એ બંને વાનાં આપણે શિર નિર્માઈ ચૂકેલાં નથી, પણ એ બે પૈકી એકજ પ્રાપ્ત થઇ શકે એવું નિર્માણ છે. જો આપણો બ્રહ્મજન્મ અથવા માનસિક નવો જન્મ થાય તો આપણું માનસિક મૃત્યુ થવાનું નહીં; પરંતુ તેમ ન થાય તો માનસિક મૃત્યુ પણ કુદરતી મૃત્યુની માફક એવી સ્થિતિમાં અનિવાર્યજ છે. એ માનસિક મૃત્યુ તેજ આત્માનો નાશ છે એમ કહી શકાય. આપણામાંના કેટલાક એવા છે કે તેમને ‘આત્માનો નાશ’ એ પદપંક્તિ વદતોવ્યાઘાત દોષવાળી જણાશે. કેમકે આત્મા અમર છે એવું સર્વત્ર મનાય છે. તેટલા માટે આ સ્થળે આત્મિક મૃત્યુ સંબંધી વધારે સ્પષ્ટતા કરવાની જરૂર છે. પ્રથમ તો એ જાણવું આવશ્યક છે કે આત્મિક મૃત્યુ એ શારીરિક મૃત્યુ જેવી આત્માની અભાવાત્મક સ્થિતિ નથી. સહજ વિચાર કરતાં જણાશે કે શરીર કેવળ નિરુપયોગી થાય છે ત્યારે જ આપણે કુદરતી મૃત્યુની કલ્પના કરીએ છીએ; અને તેજ પ્રમાણે આત્મા કે જીવ કેવળ નિરુપયોગી થાય ત્યારે જ મનુષ્યનું આત્મિક મૃત્યુ થયું એમ કહી શકાય. બ્રહ્મજન્મ પામેલા મનુષ્યનું જીવન કેવળ પ્રભુ વડે પોષાતું હોવાથી તેમાં નિરંતર ઉપયોગી જીવન ભરાતું રહે છે; જ્યારે એથી

વિરુદ્ધ સ્થિતિમાં શાશ્વત નારકી સ્થિતિની પ્રાપ્તિ થવા ઉપરાંત જેનું અસ્તિત્વ નિરુપયોગી અને દુઃખકારક છે એવી નાશના જેવી સ્થિતિમાં મનુષ્યો આવી પડે છે, કે જેમાં આત્મિક રોગો દ્વારા પ્રાપ્ત થતાં દુઃખોને અનુભવ નિરંતર મળતો રહેવાનું નિર્માણ છે. બુડેલો અને નાશ પામેલો આત્મા તેમજ તરેલો અને બચેલો કે જીવતો આત્મા એવા આત્માના બે ભેદ અદ્વિજ અને દ્વિજ મનુષ્યના જેવાજ છે. મિથ્યા જ્ઞાનીઓની માફક બીજાને છક્ક કરી નાંખવાની વૃત્તિમાંથી કર્મો કરવાનું છોડી દેતાં સૌ કોઇને સરલ અને પવિત્ર હૃદયથી વર્તવાનું વલણ પ્રાપ્ત થઇ શકે. આ વલણ પુનર્જનનની ક્રિયામાં બહુ ઉપયોગી છે. આત્માના બચાવ માટે સત્યનું અનુસરણ બહુ ઉપયોગી છે; અને પ્રભુ સત્ય પોતે છે. તો પ્રભુ જ મનુષ્યને તારી શકે એ સ્પષ્ટ છે. આ કારણથી પ્રભુનું ખરું નામ જીસસ એટલે તારક છે. જેમ સત્યના અનુસરણથી આત્માનું પોષણ થાય છે, તેમ સ્વસ્નેહ અને દુનિયાના સ્નેહથી પ્રેરાઇને કર્મો કરવાથી આત્માનો નાશ થાય છે. વળી એ પણ સિદ્ધ છે કે પ્રભુના સ્નેહથી વિરુદ્ધ કેવળ પોતાના એકલાનાજ સ્નેહથી પ્રેરાઇને જે કર્મો થાય છે તે જ પાપી કર્મો છે. એ પાપી કર્મો વડે મનુષ્યના આત્મામાં અભિમાનનું ઘર બંધાય છે. કબીર સાહેબ એક પ્રખ્યાત સાખીમાં અભિમાનનું ઘર બાળવાની અને આત્માનું ઘર ઉગારવાની

જવાબદારી હોવાનું શિક્ષણ આપે છે તે તરફ જો દૃષ્ટિ રાખીએ તોપણ આપણું તારણ સહજ છે. માણસ પોતાના આત્માનો નાશ કરે અને પછી આખી દુનિયાની દોલત મેળવે તોપણ તે શા કામની છે ?

ઉપર કહેલા એકંદર વિવેચન પરથી આપણા સમજવામાં આવ્યું કે 'દ્વિજત્વ' કે 'બ્રહ્મજન્મ'ની પ્રાપ્તિ માટે માત્ર બાહ્ય નહીં પણ ઘણે અંશે આંતર પ્રકારે પ્રયત્નો થવાની જરૂર છે. સંસર્જનના પુસ્તકના પહેલા પ્રકરણમાં ૭ દિવસોની વાત આવે છે. કેટલાક લોકો એમ માને છે કે એ ૭ દિવસોમાં પૃથ્વીની ઉત્પત્તિની વાતો આવે છે. પ્રખ્યાત દ્રષ્ટા સ્વીડનબૉર્ગે એવો ખુલાસો કરેલો છે, કે એ ૭ દિવસો તે આપણા ચોવીસ કલાકના દિવસો જેવા દિવસો નથી; પણ મનુષ્યને દ્વિજ બનતાં પ્રાપ્ત થતી જૂદી જૂદી અને ક્રમિક ૭ સ્થિતિઓ છે. આ હકીકત લક્ષમાં લઇને વિચાર કરીશું તો જણાશે કે પ્રભુએ પોતે મનુષ્ય જાતને શરૂઆતમાં જે વસ્તુની ભેટ આપી તે 'બ્રહ્મજન્મ' સંબંધી જ્ઞાનનો ભંડાર કે જે મનુષ્યને પોતાને પરમ મહત્ત્વની છે. આ મહત્ત્વના ખજાના માટે પ્રભુનો આપણે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. એ જ્ઞાનની મદદથી આપણે બ્રહ્મજન્મની ૭ સ્થિતિઓનો વિચાર કરીએ.

(૧) આપણે પોતે અદ્વિજ સ્થિતિમાં જન્મ્યા છીએ. તે સમજીને આપણામાં વારસામાં ઉતરેલી અને પોતાનાં

કર્મો વડે વધેલી દુર્વાસનાઓને પારખીને તેને દૂર કરવાની વૃત્તિ થવી તે પહેલી સ્થિતિ.

(૨) જે કાંઇ કુદરતી મનુષ્યનું છે, અને જે કાંઇ દૈવી મનુષ્યનું છે એ બે વચ્ચે ભેદ કરતાં આવડે એ બીજી સ્થિતિ.

(૩) દયાનાં કર્મો કે જે પ્રભુનાં કર્મોને અનુરૂપ હોય છે તે કરવા માટે પ્રયત્નો થાય અને તેવાં કર્મોના અંતરમાં અંકુરો ફૂટે એ ત્રીજી સ્થિતિ.

(૪) માણસનો આત્મા સ્નેહથી તપ્ત અને આસ્થાથી પ્રકાશિત થાય, અને હિત અને સત્યની સ્વર્ગીય વિદ્યાઓથી પરિચિત થાય તે ચોથી સ્થિતિ.

આ ચાર સ્થિતિ તો એવી થઈ કે ત્યાં સુધી મનુષ્યમાં ખરા જીવનનો સંચાર થયો કહેવાય નહીં. એટલે કે ત્યાં સુધીમાં મનુષ્યમાં અમુક અંશે શુદ્ધિકરણની જ ક્રિયા થઇ એમ કહી શકાય–ત્યાર પછીની ૫ મી અને ૬ઠ્ઠી સ્થિતિ એવી છે કે તે જે મનુષ્યને પ્રાપ્ત થાય તે મનુષ્યને જીવતા માછલા કે જંગલી પશુની ઉપમા આપી શકાય. છેવટે સાતમી સ્થિતિમાંજ મનુષ્યને બ્રહ્મજન્મની પ્રાપ્તિ થાય છે; અને મનુષ્ય દેવ બની જાય છે. સહજ વિચાર કરતાં જણાશે કે આ બધું જ્ઞાન કેટલું કિંમતી છે ! !*

---

* સંસર્જનના પહેલા પુસ્તકનાં લગભગ ત્રણ પ્રકરણો પર

કશા પણ સ્પષ્ટ અનુભવ વગર બ્રહ્મજન્મની જૂદી જૂદી સ્થિતિઓ સંબંધી વધારે વિવેચન કરવાનું લેખકથી બની શકતું નથી તોપણ એ સંબંધી જે જ્ઞાન પ્રાપ્ત છે તે સત્ય હોવાની તેની ખાત્રી હોવાથી એ બધી વાતોને આ લેખમાં સ્થાન આપવામાં આવેલું છે. આપણા લોકોમાં ઉપનયન સંસ્કાર થાય છે, મુસલમીન ભાઈઓ સુન્નતનો સંસ્કાર કરે છે, જૂના ક્રિશ્ચિયનો જલસંસ્કારની વિધિને ખાસ મહત્ત્વ આપે છે. આ બધી બાબતો વડે આત્મિક સંસ્કારની આવશ્યક્તા સિદ્ધ થાય છે. કબીર સાહેબ કહે છે તેમ મનનો મેલ ખોયા વગર, દિલનો દાઘ ધોયા વગર અને આત્મપરીક્ષા કર્યા વગર માત્ર શરીરના સ્નાનથી શું વળવાનું છે? પ્રાણિલ સ્નાન કે જે પ્રણિલ જીવન માટે આવશ્યક છે તેનો સાચો ખયાલ ત્યારે આવ્યો કહેવાય કે જ્યારે આપણામાં બ્રહ્મજન્મ માટે પ્રબલ ઈચ્છા પ્રકટ થાય. પ્રભુએ પોતે બધાં મનુષ્યો બ્રહ્મજનિત થાય તેને માટે પુષ્કળ યોજનાઓ કરેલી છે, એટલા માટેજ તે નિરંતર ઉદ્યુક્ત હતો અને છે. વળી તેણે કુદરતી દુનિયામાં જન્મ લઇને મનુષ્યોને દૈવી મનુષ્યતાનો પદાર્થપાઠ આપેલો છે; સંતજનો દ્વારા સંદેશા મોકલીને અને તેમને પ્રેરિત બનાવીને તે-

સ્વીડનબૉર્ગનું વિવરણ ગુજરાતી ભાષામાં પ્રકટ થએલું છે, અને તે 'હિંદનું હૃદય' નામના ત્રિમાસિકમાં છપાએલું છે. એ લેખમાં બ્રહ્મજન્મ સંબંધી વાતો વિસ્તારથી લખવામાં આવી છે.

મના હાથદ્વારા લેખો લખાવ્યા છે, વગેરે વગેરે ઘણું કર્યું છે. પણ શરૂઆતની **આદમ** જાતિએ છેવટના વખતમાં જે પાપ કર્યું, તેની પરંપરા હજી પણ નષ્ટ થવા પામતી નથી. કેટલાએક પંડિતમન્યો આમાં ઇશ્વરની મરજી એવી કેમ હોઈ શકે ? શું ઇશ્વરની ઈચ્છા નહીં હશે છતાં આમ બનતું હશે ? એ વગેરે બુદ્ધિજન્ય પ્રશ્નો પૂછવામાં પોતાની શક્તિનું મહત્ત્વ અનુભવતા જોવામાં આવે છે. જ્યારે સાધુ પુરુષો પોતાથી બની શકે તેટલી પ્રભુની ધુરા વ્હેવામાં અને મનુષ્યનું નિરંતર શ્રેય ઇચ્છતી પ્રભુની પૂર્વદૃષ્ટિનું ચિંતન કરવામાં મશગુલ રહે છે; અને પોતાની પ્રાર્થનામાં પ્રભુની જગતનું પાપ હઠાવવાની યોજનામાં સહભાગી બનવાની પોતાને શક્તિ મળે એવી વાતો લાવ્યાં કરે છે. હાલનું રાજકીય વાતાવરણ એક એવા દોષમાં પડયું છે, કે જેને મનુષ્યજાતની શક્તિ વિષે અમુક ખોટા ખયાલોથી પોષણ મળે છે—એ વાતાવરણમાં એક તત્ત્વ એવું છે, કે આપણે આપણી જાત વિષે માત્ર ઉંચા વિચારો બાંધ્યા કરીએ, અને આપણી કોઇ પણ બાબતની અશક્તિ સંબંધી સ્વપ્ને પણ ખયાલ ન કરીએ તેમાં જ સઘળો પુરુષાર્થ આવી જાય છે, અને એવા પુરુષાર્થ દ્વારા જ સામાજિક શ્રેય થઈ શકે છે. એવા લોકો પ્રભુએ ફ્રાન્સમાં જૉન આર્ક પેદા કર્યાની વાતનું રહસ્ય સમજતા નથી અને માત્ર સંઘશક્તિના ખયાલમાં પડી જઈને ઉતાવળથી બધું એક-

દમ સાધી લેવાની વૃત્તિનું સામ્રાજ્ય વધવાની સ્થિતિ પ્રાપ્ત થવા લાગે ત્યાં સુધી પાછું વાળીને જોતા નથી. જે કાયદો મનુષ્યને લાગુ પડે છે, તેજ કાયદો સમાજ, દેશ, અને દેવાલયને પણ લાગુ પડે છે. વર્તમાનમાં આખું જગત અને તેની સાથે હિંદ પણ પ્રલોભનમાં પડયું છે. સાચા ઉદ્ધારકની શક્તિને તેનો શિષ્યસમૂહ અવળે રસ્તે વાપરી દઈને નિરુપયોગી કરે છે. આમ છતાં પણ ઘણાં આશાસ્થલો નજરે પડે છે. પહેલાં ધર્મજ્ઞાન, ધર્મકર્મ, કે ધાર્મિક જીવનને રાજકીય બાબત સાથે થોડું જ લેવાદેવા છે એવું માનનાર વર્ગ બહુ હતો. જ્યારથી અમુક અંશે ધાર્મિક કહી શકાય એવા માણસોએ રાજકીય ક્ષેત્રમાં ઝૂકાવ્યું છે. ત્યારથી એ મત શિથિલ થવા લાગ્યો છે. છતાં સમગ્ર દેશના બ્રહ્મજન્મ માટે આપણને કોઇને કશો પણ વિચાર કે ખયાલ નથી. હિંદુમુસલમાનઐક્યમાં જ શ્રેય છે એ હકીકત જ્યારે ઝાહેર કરવામાં આવી ત્યારથી અત્યાર સુધીમાં પણ માત્ર એ બે કોમને માટે જ એ હકીકત ખરી છે એવું કેટલાક સમજેલા. ખરું જોતાં મનુષ્ય માત્રના ઐક્યમાં જ શ્રેય છે એજ એ વાક્યનો ધ્વનિ હતો; અને છે–વળી એક બીજાની ધાર્મિક બાબતોની અવજ્ઞા કરવાની અને એવી બાબતોને અસ્પૃશ્ય માનવાની વૃત્તિમાં પણ હજી જોઇએ તેવો ફેરફાર દષ્ટિગોચર થતો નથી. આંતર ઐક્ય વગર બાહ્ય ઐક્ય નકામું છે, અમુક વખતને માટે અમુક શરતે કરેલો વ્યવહાર પ્રભુની નઝરમાં બહુ કિંમતી નથી, દરેક મનુષ્યમાં

અમુક પ્રકારનું અંત્યજત્વ રહેલું છે તેનો ઉદ્ધાર તેણે પોતા-એ જ કરવાનો છે, આ વગેરે હકીકતો હજી વધારે સ્પષ્ટ-તાથી પ્રતીત થવાની જરૂર છે. આ બધી બાબતોમાં યોગ્ય સ્થિતિ થતી જશે તેમ મનુષ્યના બ્રહ્મજન્મની સાથે સમાજ અને દેશનો બ્રહ્મજન્મ પણ થતો જ જશે. પ્રભુની યોજના આખી દુનિયાને એકત્ર કરવાની છે—આખી દુનિયામાં સાચો બન્ધુ-ભાવ પ્રસરે એવી જ તેની ઇચ્છા હોવાથી બંધુભાવ સંબંધી ખોટા વિચારોને બહાર લાવીને અને તેને સાચા વિચાર સાથે લડાઇ પેદા થાય તેવી સ્થિતિ ઉત્પન્ન કરીને ચમત્કારી રીતેજ તે શ્રેયસાધના કરે છે. 'પક્ષાપક્ષી ત્યાં નહીં પરમેશ્વર' એ વચન આપણે હમેશ યાદ રાખવું જોઇએ, અને એ કારણથી કોઇપણ પ્રજાજન કે પ્રજાના પક્ષાપક્ષી યુક્ત વિચાર કે કર્મથી ડરી જઇને તેનું અનુ-કરણ કરવા તત્પર નહીં થવું જોઇએ. જેમ દર રવિવારે નવજીવન તેની બાહ્યભૂમિકામાં પ્રકટે છે તેમ આંતર જીવ-વનમાં પણ તે પ્રકટતું રહેતું હોય તો આ ગરીબ દેશનું અહોભાગ્ય મનાય; અને એવી સ્થિતિ જોઇને કવિ નર્મ-દાના કહેવા પ્રમાણે પર્વતો ઉપરથી વીર પૂર્વજો આશિષ-નો ચળકાર કરે પણ ખરા. પ્રભુ આપણ સર્વને એવા દિવસો એટલે કે એવી સ્થિતિ પ્રાપ્ત કરાવે એ યાચના સાથે પ્રસ્તુત લેખ સમાપ્ત થાય છે.

ધર્મજ તા૦ ૪-૧૨-૨૨. } શિવાભાઈ જેઠાભાઇ.